# ક્રીમીનલકોડ ઊપથી સમજી શકાય તેવી હકીકતનું તારણ.

સને ૧૮૭૨ ના ૧૦ મા આક્ટ ઉપરથી

મગનલાલ ત્રીભોવનદાસ

વળારસ્થાનવાળા ભાયાત ફોજદારે તૈયાર કર્યું.

---


## અમદાવાદ મધ્યે

ખાડીઆમાં અમરતલાલના માહાદેવમાં ચંદ્રોદયપ્રેસ

માં મેહેતા પીતાંબરદાસ ત્રીભોવનદાસે છાપ્યું.

---

સંવત ૧૯૨૯—સને ૧૮૭૩


---

# EXPOSER OF

## Criminal Procidure Code

From Act X of 1872

Composed by

MUGGUNLAL TRIBHOOVUNDASS

Bhayatee Fouzdar Wulla State


Printed by

Pitambardass Tribhovandass Editor of H…echhu

in Chundroday Press Ahmedabad

Price Rs. 2—0—0 two Rupees

રાજેશ્રી લીલાધરદાસ હરખચંદ.

સાહેબ.

સને ૧૮૭૨ ના ૧૦ મા આક્ટકે જેને ક્રીમીનલ પ્રોસીજરકોડ કહેછે તે નવો થવાથી તેનું ટુંકામાં સમજી શકાય તેવું સારાંશ મે આ બુકમાં એકઠું કર્યું છે. અને મારા જાણવા પ્રમાણે તે ન્યાય ખાતામાં વધારે અનુકુળ પડ્યા વિના રહેશે નહીં.

આપ સંસ્થાનનાં ન્યાયાધિશ છો, અને મેળવેલા અનુભવ ઉપરથી ખરૂં ખોટું સમજી શકો તેમ છો, તેમજ મિત્રો વચેની મિત્રાચારીની વૃદ્ધિ પમાડવા આતુરતા રાખો છો, એટલુંજ નહીં પણ ગુજરાતી ભાષામાં નવાં પુસ્તકો રચાએલાં જોવાની આપને ઘણીજ હોશ છે.

આ વાત મને માલુમ પડવાથી દોસ્તીના હકની ખાતર આપનું નામ આ પુસ્તકના આરંભે ખાસ સાથે જોડી રાખવું મે દુરસ્ત ધાર્યું છે.

તા. ૬ મી સપટેમબર સન ૧૮૭૩.

મગનલાલ ત્રીભોવનદાસ.

## જવાબમાં વિનંતી



મનુષ્ય જાતીને કોઇ પણ રીતે ઉપયોગી પથાનો તમારો આવો પ્રયાસ માન ભરેલો છે અને તમે મારે માટે જે જણાવ્યું તેને માટે તમારો ઉપકાર માની આવા પુસ્તકમાં તમારા નામ સાથે મારૂ નામ જોડવામાં મને સંતોષ છે.

તા. ૧૧ અકટોબર સને ૧૮૭૪.

શીવાપરશાદ હરખચંદ દેવકરણ,

ખજાના [illegible]

૬૭૮

૬૮૮



# ક્રીમિનલ કોડ ઊપરથિ સમજી શકાય તેવી હકિકતનુ તારણ.

## ફોજદારી કોરટો બાબત.

૧ હાઈ કોરટ વગર બાર કરજાતની કોરટો થશે.

૧ ત્રીજા વરગના માજીસ્ત્રેટ. ૧ બીજા વગરના માજીસ્ત્રેટ.

૧ પહેલા વરગના માજીસ્ત્રેટ. ૧ શેશન કોરટ.

૧ માજીસ્ત્રેટોએ જે ચોકસી કરવી તે આ આકટમાં લખ્યા પ્રમાણે કરવી.

૧ બ્રીટીસ ઈંડીઆમાં સઘળો ફોજદારી ઈનસાફ આ આકટની જોડે ચોથા પરિશીષ્ટમાં કહેલી કોરટની આગળ અથવા જે કાયદામાં ગુનો ઠરાવ્યો હોય તે કાયદામાં કહેલી કોરટની આગળ આ આકટમાં આગળ લખેલા ઠરાવ પ્રમાણે કરવો.

૧ સ્થાનીક કે વિશેષ કાયદા પ્રમાણે ફોજદારી કોરટો ગુનાનો ઈનસાફ કરશે.

૧ પણ પોતાના અખિતારથી વધારે શજા નહી કરે.

૧ સાદરકુ પ્રકારના કોઈ ગુનાની શજા એક વરસ કરતાં ઓછી નહી હોય, તો તેનો ઈનસાફ ત્રીજા વરગના માજીસ્ત્રેટે ન કરવો.

૧ ત્રણ વરસ કરતાં ઓછી ન હોય, તો બીજા વગરના માજીસ્ત્રેટ ન કરવો.

૧ હાઈ કોરટ શીવાય બીજી કોરટોના જડજો માજીસ્ત્રેટોને સ્થાનીક સરકારે નીમવા અને દુર કરવા પણ જે અમલદાર હમણાં ઈ-

ડીઆ સરકાર નીમેછે અથવા દુર કરેછે તે તેમ કરે નહી.

૧ હમણાં જે જડજો તથા માજીસ્ટ્રેટો છે તે આ આક્ટ પ્રમાણે છે એમ સમજવું.

૧ રાણીની બીલાયતી રઇયતનો ઇનસાફ સાતમા બાબ પ્રમાણે થશે.

## શેસન કોરટો બાબત.

૧ દરેક પ્રાંતમાં એક શેશન ટુકડી કરવી.

૧ સદરહુ ટુકડીઓની સંખ્યામાં તથા હદમાં સ્થાનીક સરકાર ફેરફાર કરી શકે.

૧ શેશન કોરટની હકુમતની હદમાં જેટલી જગાછે તે ફેરફાર થશે ત્યાં સુધી કાયમ સમજી તેને શેશન ટુકડી ગણવી.

૧ દરેક ટુકડીમાં એક શેશન કોરટ જોઇએ.

૧ તે કોરટ આ આક્ટના ઠરાવ પ્રમાણે ઇનસાફ કરી શીક્ષા કરશે.

૧ દરેક ટુકડામાં એક શેશન જડજ જોઇએ તે પોતાની ટુકડીમાં સઘળો શેશનનો અખિતાર ચલાવશે.

૧ આ ડીશનલ અથવા જોઇંટ શેશન જડજ સ્થાનીક સરકાર નીમી શકે.

૧ તેમણે ઠરાવેલી ટુકડીઓમાં કામ કરવું.

૧ સ્થાનીક સરકાર ફરમાવે તે મુકદમા તથા શેશન જડજ પોતાને સોંપે તે મુકદમાનો પોતે ઇનસાફ કરવો.

૧ આસીસ્ટંન શેશન જડજ સરકાર નીમશે.

૧ તેણે અપીલ અને સાત વરસથી વધી કેદ અથવા સામુદ્ર પાર અથવા મરણની શિક્ષા સિવાયનો બાકીનો શેશનનો સઘળો અખિતાર ચલાવવો.

૧ પણ સોશાન જડજ પોતાને સોંપે તે મુકદમાનોજ પાતે ઇન્સાફ કરયો.

૧ આસીસટંટ જડજે ત્રણ વરસ કરતાં વધી કેદની શીક્ષા કરી હોય, તો જડજની મંજુરી જોઇએ, જડજ એ શીક્ષા બહાલ રાખે, ફેરવે, કે રદ કરે તે તેની અખત્યારીમાં છે.

## માજીસ્ટ્રેટ અને તેના અધિકાર.

કેટલા પ્રકારના માજીસ્ટ્રેટ.

૧ પહેલા વર્ગનો. બીજા વર્ગનો. ત્રીજા વર્ગનો માજીસ્ટ્રેટ તેમના અધીકાર.

૧ પહેલા વર્ગના માજીસ્ટ્રેટને

૧ કાયદા પ્રમાણે એકાંત કેદ થઇ સકતી હોય તે સુધા બે વરસની કેદ.

૧. એક હજાર રૂપીઆ દંડ. અને ફટકા.

૧ બીજા વર્ગનો માજીસ્ટ્રેટ.

૧ કાયદા પ્રમાણે એકાંત કેદ થઇ શકતી હોય તે સુધાં છ માસ કેદ.

૧ બશે રૂપીઆ દંડ અને ફટકા.

૧ ત્રીજા વરગનો માજીસ્ટ્રેટ.

૧ એક મહીના સુધી કેદ. અને રૂ૫૦) દંડ.

૧ એકાંત કેદ અને ફટકાની શિક્ષા તેનાથી નહી થાય.

૧ શિક્ષાના જે હુકમ કરવાને કાયદા મુજબ અધીકાર હોય તે પ્રમાણે પોતાને અધીકાર હોય તેમાંના ગમે તે શિક્ષા એકઠી કરીને શિક્ષા કરી શકે.

૧ જેટલી મુદતની કેદ ઠરાવવા અખિતાર હોય તેટલી બધી અને તે સિવાય દંડ બદલ કેદ ઠરાવવાનો હરકોઇ માજીસ્ટ્રેટને

અધિકાર ૭.

માજીસ્ટ્રેટને આપેલો અધિકાર. (ક. ૨૧)

૧ તાબામાંના માજીસ્ટ્રેટ પાસે મુકદમા મોકલે (૪૮)

૧ તાબામાંના માજીસ્ટ્રેટે દફતરમાં કામ ચલાવી દાખલ કર્યો હોય તે ઉપરથી શીક્ષાનો ઠરાવ કરે (૪૬)

૧ મુકદમા લેઇ લે. તેનો ઇનસાફ પોતે કરે અથવા બીજે મોકલે (૪૭)

૧ બીજા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટના ગુનાની સાબીતીના ઠરાવ ઉપર અપીલ લે. અથવા લેઇને મોકલે. (કા. ૩૭)

૧ તાગતવાળો કોરટમાં જડે તો તેને પકડે (૧૦૪)

૧ પોલીસની તપાસમાં ગુનાની કબુલાત લખી લે. (ક. ૧૧૨)

૧ ગુનાની તપાસ બાબત પોલીસને હુકમ કરે (ક. ૧૧૦)

૧ પોલીસ તપાસ કરતી હોય ત્યારે માણસને અટકાવી રા[illegible] વા હુકમ આપે. (૧૨૪)

૧ મરણ કારણની ચોકસી કરે. (૧૩૫)

૧ ફરીઆદી સાંભળે અને પોલીસનો રીપોર્ટ ધ. [illegible]

૧ ફરીઆદ થયા વગર મુકદમા લે. (૧૪૨)

૧ ઇનસાફ સારૂ કમીટ કરે (૧૪૩)

૧ પોતાની હકુમત બહાર ગુનો કર્યો હોય ત બાબત [illegible] હકુમતમાં પ્રોસીસ કરે. (૧૫૭)

૧ જમીનદારના નામનું વારંટ કરે. (૧૬૨)

૧ પોતાની રૂબરૂ ગુનેગારને પકડે. (૧૬૬)

૧ વારંટની પાછલ સહી કરે, અથવા વારંટથા [illegible] તેને મોકલે. (૧૭૦)

૧ જે મુકદમા ન્યાયાધીકારની રૂઇએ હોય તેના બાહેર નાખું કરે. (૩૫૩)

૧ તેમાં માલ મીલકત જપ્ત કરી વેચે. (૧૭૨-૩૫૪)
૧ સંક્ષેપ રીતે ઇનસાફ કરે. (૨૨૨)
૧ બીજા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટે ગુનાની સાબીતી કરાવી હોય તે ઉપરની અપીલ બઇ ચોકશી કરવાનો અધિકાર. (૨૬૬)
૧ મુકદમાના કાગળો મંગાવે. (૨૯૫)
૧ ગુના સાબીત થયાના ઠરાવ કેટલેક પ્રસંગે કરવાનો અધિકાર. (૩૨૮)
૧ પોસ્ટ આફીસમાં પત્ર સારૂ વારંટ કાઢે. (૩૬૯)
૧ ઝાડો લેવાના વારંટ પાછળ શહી કરે તથા જે જડયું હોય તે પાછુ આપે. (૩૭૨-૩૭૩-૩૭૬)
૧ જામીન લેવાનો હુકમ તપાસી ફેરફાર કરવાનો અધિકાર (૩૯૮)
૧ શકવાળો માલ ખગડી જતો હોય. તો વેચે. (૪૧૬)
૧ સકવાળો અથવા ચોરીનો માલ વેચવાનો અધિકાર. (૪૧૭)
૧ સુલેહ રાખવા બાબત જામીન માગે (૪૯૧)
૧ સુલેહ રાખવા બાબત મુચલકા લીધા હોય તે રદ કરે. (૫૦૦
૧ સારી રીતે ચાલવા બા. જામીન માગવાનો અધિકાર. (૫૦૪-૫૦૫)
૧ એવી રીતે બંધાયેલા માણસને છોડવો. (કા. ૫૧૧)
૧ અટકાવ વિગેરે નહી થવા દેવા બાબત હુકમ કરવાનો અધિકાર (૫૧૮)
૧ લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવા હુકમ કરી શકે (૫૧૯)
૧ સ્થાનીક લોકાપકારક કૃત્ય બાબતના મુકદમામાં હુકમ કરે (૫૨૧)
૧ કબજા બાબત ના મુકદમામાં હુકમ કરે. (૫૩૦)
૧ ગુજરાન બાબત હુકમ કરવાનો અધિકાર (૫૩૬)

અથવા માજીસ્ટ્રેટને અધિકાર (ક. ૨૨)

૧ તોમતવાળું માણુસ કોરટમાં જડે તો પકડે.

૧ પોલીસની તપાસમાં ગુનાની કબુલત લખી લે.

૧ પોલીસની તપાસમાં માણુસને અટકાવવા હુકમ આપે

૧ પોતાની રૂબરૂ ગુનેગારને પકડે.

૧ વારંટની પાછળ સહી કરે અને તોમતવાળાને પકડ્યો હોય, તો મોકલી દે.

૧ ન્યાયાધિકારની રૂએ જે મુકદમા પોતાની આગળ હોય તેમાં જાહેરનામુ કરે. (૩૫૨)

૧ એવા મુકદમામાં માલ મીલકત જપ્ત કરી વેચે.

૧ ઝાડો લેવાના વારંટ પાછળ સહી કરે ને જે જડ્યું હોય તે મોકલી દે.

૧ સડવાળો માલ બગડી જતા હોય તો વેચે.

આ શીવાય ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટને સ્થાનીક સરકાર અધિકાર આપે (ક. ૨૩)

૧ ઇન્સાફ થવા સારૂ કમીટ કરવાનો અધિકાર.

સ્થાનીક સરકાર અથવા ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ ૩જા વર્ગના માજીસ્ટ્રેટને અધિકાર આપે (ક. ૨૩)

૧ મરણ કારણની ચોરશી કરવાનો અધિકાર.

૧ જે ગુનાના ઇન્સાફ કરવાના અથવા ઇન્સાફ થવા સારૂ કમીટ કરવાનો અધિકાર તેને હોય તે ગુનાની ફરીયાદ સાંભળવાનો અધિકાર.

૧ અટકાવ વિગેરે નહી થવા દેવા બાબત હુકમ કરવાનો અધિકાર. (૫૧૮)

૧ લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવાનો હુકમ કરવાનો અધિકાર. (૫૧૯)

બીજા વર્ગના માજીસ્ત્રેટને વધારાનો અખિતઆર છે તે (ક.૨૪)

૧ જે ગુનાને સારૂ ઇનસાફ કરવાનો તથા કમીટ કરવાનો પોતાને અખિત્યાર હોય તે ગુનાની તપાસ કરવા પોલીસને હુકમ કરી શકે.

સ્થાનીક સરકાર બીજા વરગના માજીસ્ત્રેટને અખિત્યાર આપી શકે (ક. ૨૫)

૧ જે મુકદમાનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવા કમીટ કરવાનો અખિત્યાર તેને હોય તે મુકદમા ફરીઆદ થયા વગર લેવાનો અખિત્યાર.

૧ ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અખિત્યાર.

સ્થાનીક સરકાર અથવા ડીસ્ટ્રીક માજીસ્ત્રેટ આપી શકે બીજા વરગના માજીસ્ત્રેટોને (ક. ૨૫)

૧ મરણ કારણની ચોકશી કરવાનો અખિત્યાર

૧ જે ગુનાનો ઇનસાફ કરવા અથવા કમીટ કરવા તેને અખિત્યાર હોય તે ગુનાની ફરીઆદ અને તે ગુના બાબત પોલીસનો રીપોર્ટ લેવાનો અખિત્યાર.

૧ અટકાવ વીગરે નહી થવા દેવા બાબત હુકમ કરવાનો અખિત્યાર.

૧ બોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવા બાબત હુકમ કરવાનો અખિત્યાર.

ઉપરના અખિત્યાર શીવાય પહેલા વગરના માજીસ્ત્રેટને અખિત્યાર છે તે કા. ૨૬

૧ ઇનસાફ થવા કમીટ કરવાનો અખિત્યાર.

૧ ચોકસી આબતી નહી હોય ત્યારે ઝાડો લેવાનું વારંટ કાઢે.

૧ સુલેહ રાખવા બાબત જામીન માગવાનો અખિકાર (૪૯૧)

૧ સારી રીતે ચાલવાના જામીન માગવાનો અખિત્યાર. (૫૦૪—૫૦૫)

૧ કબજા બાબતના મુકરદમામાં હુકમ કરવાનો અધિકાર.

૧ ગુજરાન બાબત હુકમ કરવાનો અધિકાર.

સ્થાનીક સરકાર પહેલા વરગના માજીસ્ત્રેટને અધીકાર આપી શકે તે કા. ૨૭

૧ ફરીયાદ વિગરે થયા ઉપરથી લીધેલા મુકરદમા તાબામાંના માજીસ્ત્રેટ પાસે મોકલવાનો અધીકાર.

૧ ફરીયાદ થયા વગર મુકદમા લેવાનો અધીકાર.

૧ માજીસ્ત્રેટની હકુમતના દેશ બાહાર જે માણસે ગુનો કર્યો હોય તે ઉપર પોતાની હકુમતમાં પ્રોસેસ કરવાને અધીકાર.

૧ સંક્ષેપ રીતે ઇનસાફ કરવાનો અધીકાર.

૧ બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટે ગુનાની સાબીતી કરાવી હોય તે ઉપરની અપીલની ચોકશી કરવાનો અધિકાર.

૧ રાકવાળો અથવા ચોરીનો માલ વેચવાનો અધિકાર.

૧ સ્થાનિક ઉપદ્રવકારક બાબતના મુકદમાઓમાં હુકમ વગેરે કરવાનો અધિકાર. (૫૨૧)

૧ સ્થાનિક સરકાર અથવા ડીસ્ટ્રીક્ટ માજીસ્ત્રેટ આપી શકે તે અધિકાર ૧ લા વર્ગના માજીસ્ત્રેટને (કા. ૨૭)

૧ મરણ કારણની ચોકશી કરવાનો અધિકાર.

૧ ગુનાની ફરિયાદ અને પોલીસનો રિપોર્ટ લેવાનો અધિકાર.

૧ અટકાવ વિગેરે નહી થવા દેવા હુકમ કરવાનો અધિકાર.

૧ ઉપદ્રવકારક કામ ફરીથી નહી કરવા દેવા હુકમ કરવાનો અધિકાર. (૫૧૯)

ડીસ્ટ્રીક્ટ માજીસ્ત્રેટોને અધિકાર. (ક. ૨૮)

૧ પહેલા વર્ગના માજીસ્ત્રેટનો જેટલો અધિકાર અને (ક. ૨૬) મા કહેલો અધિકાર છે શિવાય નિચે લખ્યો અધિકાર છે.

૧ તાબાગાંના માજીસ્ત્રેટ પાસે મુકદમા મોકલે.

૧ તાબામાંના માજીસ્ટ્રેટે કામ ચલાવી દફતરમાં દાખલ કરયું હો
ય તે ઉપરથી શિક્ષાનો હુકમ કરે.

૧ અપીલ શિવાય બીજા મુકદમા લેઇ લેવાનો અને તેઓને ઇ
ન્સાફ કરવાનો અથવા ઇન્સાફ થવા સારૂ મોકલવાનો અ
ખિકાર.

૧ મરણ કારણની ચોકશી કરવાનો અખિકાર.

૧ ગુનાની ફરિયાદ સાંભળવા અને પોલીસનો રિપોટ લેવાનો
અખિકાર.

૧ ફરિયાદ થયા વગર મુકદમો લેવાનો અખિકાર.

૧ પોતાની હકુમત માંહેના દેશ બહાર જે ગાણસે ગુનો કરયો
હોય તે માણસ ઉપર હકુમતની હદમાં ચોકશી કરવું.

૧ ચાકવાનો માલ અથવા ચોરીનો માલ વેચવાનો અખત્યાર.

૧ અટકાવ વગેરે નહી થવા દેવા બાબત હુકમ કરવાનો અખિ
કાર.

૧ લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવા બાબતના હુકમ કરવાનો
અખિકાર.

૧ સ્થાનિક લોકાપકારક કૃત્ય બાબતના મુકદમામાં હુકમ કરવાનો
અખિકાર.

૧ ડીસ્ત્રીક ભાગનો માજીસ્ત્રેટ બીજા વર્ગનો અખિકાર ચલાવતો
હોય, તો સારી રીતે ચાલવાનો જમાન માગી નહી શકે.

૧ જો પહેલા વર્ગના ગાજીસ્ત્રેટનો અખિકાર ચલાવતો હશે, તો
એ સિવાય હેઠળ લખ્યા પ્રમાણે અખિકાર સ્થાનિક સરકાર આપી શકે.

૧ સંક્ષેપ રીતે ઇનસાફ કરવાનો અખિકાર.

૧ બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટે ગુના સાબીત કરયા હો
ય તે ઉપરની અપીલની ચોકશી કરવાનો અખિકાર.

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટ ક. ૨૨. માં કહેલો સઘળો અખિકાર ડીસ્ત્રી

ક માજીસ્ટ્રેટપણાના કામથી ચલાવી શકે.

૧ આ આક્ટ અથવા બીજા કોઈ ચાલું કાયદા ઉપરથી જે અ- ધિકાર અમલદારોને અથવા કોર્ટોને આપ્યો હોય; તેઓને તે સઘળો અધિકાર ચલાવવા અખત્યાર છે.

૧ હેઠળ બતાવેલી વાતોમાંની કોઇ વાત અધિકાર નહી છતાં કો ઈ માજીસ્ટ્રેટ કરશે, તો અધિકાર નોતો એ સબબથી રદ નહી થાય.

૧ ફરિયાદ વગેરે થયા ઉપરથી મુકદમા લીધા હશે, તે બીજા મા જીસ્ટ્રેટ પાસે મોકલશે.

મુકદમો લેઈ જાઈ તેનો ઈ-સાફ પોતાની જાતે કરશે અથવા ઈન્સા ફ થવા સારૂ મુકદમો મોકલશે.

૧ ગુનાની તપાસ કરવા પોલીસને હુકમ કરશે.

૧ મરણ કારણની ચોકશી કરશે.

૧ ફરિયાદ સાંભળશે અથવા પોલીસનો રીપોર્ટ લેશે.

૧ પોતાની હકુમત માહેના દેશ બાહાર જે માણશે ગુનો- કરયો હશે તેને પોતાની હકુમતની હદ માહેના દેશમાં પકડવા કોશીસ કરશે.

૧ ચોકશી નહી ચાલતી હોય ત્યારે ઝાડો લેવાનું વારંટ કરશે.

કમીટનો હુકમ ગેરશિરસ્તે થયો હોય તો શું કરવું.

૧ જેને અધિકાર નથી તેવા માજીસ્ટ્રેટે સેશન અથવા હાઇકોર- ટમાં કમીટ કર્યો.

૧ તે મુકદમાના કાગળો વાંચવાથી તોમતવાળાને નુકશાન નથી થયું એમ અને,

૧ ચોકશી ચાલતી વખત અગર ઈ-સાફ થવાને કમીટ કરવા- નો હુકમ થતાં પેહેલાં હકુમત બાબત તકરાર નહી કરી હોય તો ઈન્સાફ સારૂ કમીટ કર્યો એ વાત કોર્ટે મંજુર રાખવી.

૧ પણ એથી તમામ વિરૂધ વર્તણુંક ચાલી હોય, તો કમીટ કર

વાનો હુકમ રદ કરી અધિકારવાળા માજીસ્ટ્રેટને ફરી ચોકશી કરવા હુકમ કરવો.

વગર અધિકારે નીચે બતાવેલાં કાંમો કર્યાં હશે તો રદ થશે.

૧ બીજા માજીસ્ટ્રેટે કાયદા પ્રમાણે કામ ચલાવી દફતરમાં દાખલ કર્યું હોય તે ઉપરથી શિક્ષાનો ઠરાવ કરે.

| | |
|---|---|
| ૧ ફરિયાદ થયા વગર મુકદમો સાંભળે | ૧ જામીન લેવા બાબત હુકમ કર્યો હોય તે તપાસી ફેરવે. |
| ૧ માલ જપ્ત કરી વેચે(૧૭૨) | ૧ ચકવાળો અથવા ચોરીનો માલ વેચે. |
| ૧ ગુનેગારને સંક્ષેપ રીતે ઇનસાફ કરે. | ૧ સુલેહ રાખવાના જામીન માગે. |
| ૧ અપીલનો ફેંસલો કરે. | ૧ સુલેહના લીધેલા મુચરકા રદ કરે, |
| ૧ મુકદમાના કાગળો મંગાવે. | ૧ સારી રીતે ચાલવા જામીન માગે. |
| ૧ પોસ્ટ આફીસમાં પત્રો બાબત ચોકી લેવા વારંટ કરે. | ૧ સારી રીતે ચાલવાને માણસ કાયદા પ્રમાણે બંધાયો હોય તેને છોડી મુકે. |

૧ સ્થાનિક લોકોપકારક કૃત્યમાં કાંઇ હુકમ કરે.

૧ લોકોપકારક કૃત્ય ફરીથી નહી કરવા કાંઇ હુકમ કરે.

૧ અટકાવ નહી થવા દેવા હુકમ કરે.

૧ કબજા બાબતના મુકદમામાં હુકમ કરે.

૧ ગુજરાન બાબત હુકમ કરે.

એક એક જીલ્લામાં એક એક ડીસ્ત્રીક માજીસ્ટ્રેટ રેહેશે અને તે સ્થાનિક સરકાર નિમશે તેણે આખી ડીસ્ત્રીકમાં અમલ ચલાવવો.

ડીપ્યુટી કમીશનર તથા ડીસ્ત્રીકનો કારભાર ચલાવનાર બીજા અ-

મહાલદારનો અધિકાર.

૧ જે ગુના મરણની શિક્ષા લાયક નથી તેવા સઘળા ગુનાનો ઇ નસાફ કરે.

૧ સાત વરશ સુધી એકાંત કેદ સહીત કેદ અથવા દંડ અથવા બંને શિક્ષા કરવાનો અધિકાર સ્થાનિક સરકાર આપી શકે. ફટકાની સજાનો પણ આપે.

૧ પણ ત્રણ વરસ કરતાં વધતી સજાનો હુકમ કરયો હોય, તો ડીપ્યુટી કમીશનર શેશન જડજના તાબામાં હોય તેની મંજુરી લેવી.

૧ શિક્ષાનો હુકમ મંજુર રદ કે ફેરફાર કરવા તે શેશન જડજ મુખત્યાર છે.

તાબાગાંના માજીસ્રેટો.

૧ પેહેલા, બીજા, ત્રીજા વરગમાંના માજીસ્રેટ નિમવા સ્થાનિક સરકારનો અધિકાર છે.

૧ જે માજીસ્રેટો ડીસ્ત્રીક માજીસ્રેટના તાબામાં છે. શેશનના તાબામાં નથી.

૧ જે ગુનાની સજા કરવાનો જે માજીસ્રેટને અધિકાર નહી હોય તે માજીસ્રેટને સ્થાનીક સરકાર આપી શકે નહી.

૧ ડીસ્ત્રીક માજીસ્રેટની હકુમતની હદ સ્થાનીક સરકાર ગેજીટમાં છાપી પ્રસીધ કરશે.

૧ ડીસ્ત્રીકના ભાગ સ્થાનિક સરકાર ઠરાવી શકે હાલના ભાગ કાયમ છે.

૧ ડીસ્ત્રીકના ભાગ. ૧લા. ૨જા વર્ગના માજીસ્રેટને હવાલે કરવાનો અધીકાર સ્થાનીક સરકારનો છે.

૧ એ પ્રમાણે જે ભાગ સોંપ્યાછે તે ડીસ્ત્રીક ભાગનો માજીસ્રેટ કહેવાશે.

૯ અને તે જીલ્લા માજીસ્ત્રેટને તાબે રહેશે.

૧ કાજીનો અધીકાર સ્થાનીક સરકારનેછે તે ડીસ્ત્રીક માજી-સ્ત્રેટને સ્થાનીક સરકાર આપી શકે.

૧ ડીસ્ત્રીકમાં ૧લા. ૨જા. ૩જા વરગના માજીસ્ત્રેટનો અધિકાર ફલાણા ગુના અથવા ગુનાના વરગ અથવા સઘળા ગુના બાબત હરકોઇ માણસને આપવા સ્થાનીક સરકાર મુખ-ત્યાર છે.

૧ એવા માજીસ્ત્રેટ સ્પેશીયલ માજીસ્ત્રેટ કહેવાશે.

૧ અમલદારોના વરગને અથવા માણસના નામને જેમ ઠી-ક પડે તેમ અધિકાર સ્થાનીક સરકાર આપી શકે.

ફોજદારી મુકદમા તાબામાંના માજીસ્ત્રેટ પાંસે મોકલવા બાબત.

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટ અથવા ડીસ્ત્રીક ભાગનો માજીસ્ત્રેટ પો-તે શક ઉપરથી, ફરીયાદ ઉપરથી કે પોલીશના રપોટ ઉ-પરથી જે મુકદમા લીધા હોય તે અખત્યાર હોય તેવા તાબામાંના માજીસ્ત્રેટ પાસે મોકલી શકે.

૧ જો ફરીયાદ થયા ઉપરથી મુકદમો આવ્યો હોય, તો પોતે જુબાની લેવાને મુખત્યારછે.

૧ જુબાની ન લે તો જે માજીસ્ત્રેટ પાસે તે મુકદમો મોકલે, તેણે પોતાની પાસેજ ફરીયાદ આવી હોય તે પ્રમાણે કામ ચ-લાવવું.

૧ મુકદમો મોકલવાનો હુકમ ચાલેલા કામમાં દાખલ કરવો.

૧ પોલીશ અમલદારના રપોટ ઉપરથી મુકદમો આવ્યો હોય, તો મુકદમો મોકલવાનો હુકમ રપોટ ઉપર લખવો.

૧ કામના આશામીઓને જે માજીસ્ત્રેટને ત્યાં મુકદમો મોકલ્યો હોય ત્યાં હાજર થવા ફરમાવવું.

૧ ક. ૪૪ ના પેટાવિભાગ પ્રમાણે મુકદમો મોકલ્યો હશે, તો

મોકલનાર માજીસ્ત્રેટને પાછો પોતાની ફાઇલપર લેવાનો અધિકાર છે.

૧ એને ફાઇલપર લીધા પછી આગળ કામ ચલાવી શકે તે વગર નહી.

૧ કામ ચાલતાં કોઇ પણ માજીસ્ત્રેટની નજરમાં આવે કે ઇન્સાફ કરવાનો મને અધિકાર નથી તેમ કમીટ કરવાનો મને અધિકાર નથી તો તેણે પોતે જે માજીસ્ત્રેટને તાબે હોય તે માજીસ્ત્રેટને મુકદમો મોકલવો.

૧ પછે જે માજીસ્ત્રેટ પાસે મુકદમો મોકલ્યો હોય તેણે ઇન્સાફ કરવો, અથવા અખત્યારવાળા માજીસ્ત્રેટ પાસે મોકલવો અથવા કમીટ કરવો.

૧ પણ જે માજીસ્ત્રેટ પાસે પહેલાં મુકદમો આવ્યો હોય, ત્યાં તોહમતવાળે જે વાત કહી હોય અથવા કબુલ કરી હોય તે સઘળા કાગમાં પુરાવમા લેવી.

જોઇએ તેટલી સખતસજાનો હુકમ માજીસ્ત્રેટથી કરાતો ન હોય ત્યારે શું કરવું.

૧ બીજા ત્રીજા વરગના માજીસ્ત્રેટની નજરમાં ગુનો સાબીત થાય અને વધારે સજા કરાવવી હોય, તો પોતે ડીસ્ટ્રીક ભાગના અથવા ડીસ્ટ્રીકના માજીસ્ત્રેટ પાસે તે કામ મોકલવું.

૧ તે માજીસ્ત્રેટ પાસે કાગળ મોકલવા હોય તો પક્ષકારની જબાની તથા શાહેદી ફરી લેવા તે મુખત્યારછે.

૧ શાહેદી પુરાવો લેવો હોય, તો લેઇ પોતાને યોગ્ય જણાય તેમ ફેંસલો કરે પણ ક. ૨૦ના ઠરાવ બાહાર તેણે જવું નહી.

૧ જે માજીસ્ત્રેટે પ્રથમ તપાસણી કરી હોય તેને સેશન કમીટ કરવાનો અધિકાર હોય તો પછવાડે સેશનમાં તોહમતવાળા

તથા કાગળો મોકલવા માજીસ્ત્રેટ તરફ મોકલવા જરૂર નથી,

ડીસ્ત્રીક માજીસ્ત્રેટ પોતાનાં તાબાના માજીસ્ત્રેટ પાસેથી મુકદમા લેઇ લઇ પોતે ચોકશી અથવા ઇનસાફ કરવાને અથવા તે ગુનાની ચોકશી કે ઇનસાફ કરવાનો અધિકાર હોય તેવા માજીસ્ત્રેટ પાસે મોકલવાને મુખત્યાર છે.

૧ તેગજ ૨ જા. ૩ જા. વરગના માજીસ્ત્રેટની અપીલો સાંભળવાનો અધિકારજ તાબાગાંનાં માજીસ્ત્રેટને આપ્યો હોય ત્યાંથી અપીલ લેઇ તેવી પોતે ચુકવે અથવા અધિકારવાળા પાસે મોકલે.

૧ પોતાની નજરમાં આવે તે વરગના મુકદમા તાબામાંના માજીસ્ત્રેટના હવાલામાંથી લેઇ લેવાનો અધિકાર ડીસ્ત્રીક માજીસ્ત્રેટને સ્થાનીક સરકાર આપે. તાબાગાંનો માજીસ્ત્રેટ ડીસ્ત્રીક ભાગનો માજીસ્ત્રેટ હોય કે નહી તેની ચીંતા નથી.

૧ લતાં લતાનું કામ વેંચી આપવાનો અધિકાર ડીસ્ત્રીક માજીસ્ત્રેટને આપવા સ્થાનીક સરકાર મૂખત્યાર છે.

૧ પણ જે ગુનાનો કમીટ કરવાનો અગર ઇનસાફ કરવાનો જે માજીસ્ત્રેટને અધિકાર નહી હોય તે ગુના બાબત તેને અધિકાર આપવો નહી.

માજીસ્ત્રેટોની બેંચ.

૧ પેહેલા બીજા ત્રીજા વરગના માજીસ્ત્રેટોને ભેગાવેથી ઇનસાફ કરવાને અધિકાર સ્થાનીક સરકાર આપી શકે.

૧ તે બેંચે કૂલાંણા ગુનાનો ઇનસાફ કરવો એમ ઠરાવવું.

૧ તે બેંચને વીશેસ અધિકાર નહી હોય તો ઊંચામાં ઊંચા અધિકારના જે માજીસ્ત્રેટ તે બેંચમાં હોય તેના જેટલો અધિકાર બેંચને છે.

૧ ડીસ્ત્રીકમાં બેંચો બાબત કાનુન ડીસ્ત્રીક માજીસ્ત્રેટ કરી શ-

કે છે.

૧ તે કાનુન કાયદા વિરૂધ ન જોઇએ.

૧ કાનુન નીચે લખી બાબતમાં કરવી.

૧ કયા કયા મુકદમાનો ઇન્સાફ કરવો તેના વર્ગ.

૧ સભા ભરવાની વખત અને જગા.

૧ ઇન્સાફ કરવાની સભા રચવા બાબત.

૧ સભામાં બેસનારનો જુદા જુદા મત પડે ત્યારે શું કરવું તે બાબત.

૧ ડીસ્ત્રિક માજીસ્ત્રેટને અધિકારછે કે પોતે અગર પોતાના જગા ઉપરના આગલા અમલદારે કાનુન કર્યો હોય તે ફેરવે અથવા રદ કરે.

અધિકાર ચાલું રાખવા તથા રદ કરવા બાબત.

૧ અધિકારમાં ફેરફાર અથવા રદ કરવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

૧ ડીસ્ત્રિક માજીસ્ત્રેટની જગો ખાલી પડે જે અમલદાર તે કામ ચલાવતો હોય તે અમલદારે સ્થાનિક સરકારનો હુકમ આવતા સુધી ડીસ્ત્રિક માજીસ્ત્રેટનો સઘળો અધિકાર ચલાવવો.

૧ જે અમલદારની સરખા હોદાપર અથવા ઊંચા હોદાપર બદલી થાય ત્યારે સ્થાનિક સરકારે બીજી રીતનો હુકમ કર્યો નહી હોય, તો પોતે જે અધિકાર પ્રથમ ચલાવતો હોય તેટલોજ બીજી જગા ઉપર જાય ત્યાંહાં ચલાવવો.

૧ સરકારની નજરમાં આવશે તો એક પબ્લીક પ્રોસીક્યુટર નિમશે.

૧ તે પ્રોસીક્યુટરે અમુક વરગનું અથવા બધુ કામ કરવું એમ સરકાર ઠરાવે.

## ફરિયાદીનુ કામ ચલાવવા સરકારી વકીલ નિમવા બાબત.

૧ કોઇપણ કોરટ પોતાના આગળ ચાલતા કામમાં ગમે તે સખસને પ્રોસીક્યુટર દાખલ કામ ચલાવવા પરવાનગી આપે.

૧ વગર પરવાનગીએ કોઇને અધિકાર નથી.

૧ પરવાનગી મળી હોય તે સખસ જાતે અથવા બારીસ્ટર મારફત કામ ચલાવી શકે.

૧ પબ્લીક પ્રોસીક્યુટરને જે કામ સોંપ્યું તે કામ ગમે તે કોરટમાં ચાલતું હોય તો ત્યાં તે બોલી શકે. કદી બારીસ્ટર વિગેરે ફરિયાદીનું કામ ચલાવવા આવ્યા હોય તો તેઓએ પબ્લીક પ્રોસીક્યુટરના તાબામાં રહેવું.

૧ અને તે કહે તે પ્રમાણે ચાલવું.

૧ પબ્લીક પ્રોસીક્યુટર કોરટની સંમતીથી હરકોઇ માણસ ઉપરનું તોહોમત ખેંચી લઈ શકેછે. એમ થાય ત્યારે કેદીને છોડી મુકવો.

૧ એવી રીતે ખેંચેલા તોહોમતથી કેદીને છોડી મુકયા જેટલું ફળ છે.

૧ પબ્લીક પ્રોસીક્યુટર જે કામમાં ફરિયાદી તરીકે હોય તે કામમા અપીલ થાય તો અપીલની નોટીશ તેને આપવી. અને અપીલની નકલ આપવી અને કેઇ જગાએ ઇન્સાફ થશે તે નોટીશમાં જણાવવું.

૧ જે ગુનો જે ડીસ્ટ્રીકટમાં બન્યો હોય ત્યાં ઇન્સાફ તથા ચોકશી કરવી.

૧ માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે તો તે ડીસ્ટ્રીકટમાં કરવો.

૧ અને માજીસ્ટ્રેટ કમીટ કરે તો સેશને ઇન્સાફ કરવો.

૧ માજીસ્ટ્રેટ જે સેશન કોરટ તે ડીસ્ટ્રીકટમાં હોય ત્યાંજ કમીટ કરવું.

૧ પણ સ્થાનિક સરકારે બીજી સેશન કોરટમાં કમીટ કરવા ઠરાવ્યું હોય તો તેમ કરવું.

## હાઇકોરટનો અધિકાર.

૧ જે ડીસ્ત્રિકમાં ગુનો થયો હોય તે સિવાય બીજી ડીસ્ત્રિકમાં મુકદમો મોકલવા તથા ઇનસાફ થવાનું ફરમાવી શકે.

૧ અથવા પોતે મુકદમો મંગાવી ચલાવે.

૧ પણ મુકદમો મંગાવવા મોકલવાનો હુકમ સ્થાનિક સરકારના હુકમ વિરૂધ થવો ન જોઇએ.

### ગુનાનો ઇનસાફ.

૧ જે ડીસ્ત્રિકટમાં ગુનો બન્યો અથવા જે ડીસ્ત્રિકટમાં તેનું પરિણામ નિપજ્યું ત્યાં ગુનેગારનો ઇનસાફ થાય.

૧ કામનો બીજા ગુના સાથે સંબંધ હોય ને ગુનો ગણાતો હોય તો જે ડીસ્ત્રિકમાં ગુનો થયો તે અથવા સંબંધ કરનાર ગુનો જે ડીસ્ત્રિકમાં થયો હોય તે ડીસ્ત્રિકમાં ગુનેગારનો ઇનસાફ થાય જેમકે મદદગારીના ગુનાના ચોકશી ગદદ કરી તે જગે અથવા ગુનો બન્યો તે જગે થઇ શકે.

૧ કોઇ હદમા ગુનો થયો એ નકી ન થતું હોય, અથવા ગુનો જારીજ હોય અથવા એક કરતાં વધતી ડીસ્ત્રિકમાં થઇ ગુનો થયો હોય, તો ગમે તે ડીસ્ત્રિકમાં ઇનસાફ થઇ શકે.

૧ ડાકાઇટી અથવા ખુનમાં જે જગાએ ગુનો બન્યો અથવા જે જગાએ કેદી પકડાયો ત્યાં ઇનસાફ થાય.

૧ કયાં ઇનસાફ કરવો એમ શક આવે, તો જે ડીસ્ત્રિકમાં કેદી પકડાય તે ડીસ્ત્રિકના હાઇકોરટમાં રિપોટ કરવો અને ઠરાવ થાય તે પ્રમાણે કરવું.

૧ જે ડીસ્ત્રિકમાં અથવા જ્યાંહાં ઇનસાફ થવો જોઇએ ત્યાં નહી થયાથી કેદીથી જવાબ બરાબર ન અપાયો અને નુકશાન પોહોંચ્યું તો નવેસરથી ઇનસાફ થઇ શકે.



## રાણીની વિલાયતી રૈયત બાબત.

### વિલાયતી રૈયત કોને કહેવી.

૧ યુરોપ, અમેરિકા, આસ્ટ્રેલીયા, ન્યુઝીલાંડ, કેપ્‌ઓફ્‌ગુડહોપ અ-થવા નોરવે અથવા ગ્રેટબ્રીટન અને આયરલાંડના સંયુકત રાજમાં જે રૈયત જન્મી હોય. અથવા જે રૈયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા તેણે હમેશાં રહેવાનું ઠેકાણું કરયું હોય તે સાધળી રૈયત.

૧ તે માણસોના ઓરસ છોકરા તથા ઓરસ છોકરાના છોકરા.
એવી રૈયતનો ઇન્સાફ તથા ચોકશી કોણે કરવી નહી.

૧ માજીસ્ત્રેટ અથવા જસ્ટીશઓફ્‌ધીપીસ રાણીની વિલાયતી રઇયત ન હોય તો.

૧ શેશન જડજ રાણીની વિલાયતી રઇયત નહી હોય તો.

૧ તેમજ પહેલા વર્ગનો માજીસ્ત્રેટ જસ્ટીશઓફ્‌ધીપીસ નહી હોય તો.

૧ જસ્ટીશઓફ્‌ધીપીસ પહેલા વર્ગનો માજીસ્ત્રેટ નહી હોય તો.

### કોણ ફરિયાદ સાંભળે અને પ્રોસીશ કરી શકે.

૧ ગુનાની ફરિયાદ સાંભળવાનો જે માજીસ્ત્રેટને અધિકાર હોય તે ગુનો વિલાયતી રઇયતે કરયો હોય તો ફરિયાદ સાંભળવી. બાજી ફરિયાદની રીત.

૧ હાજર થવાનું પ્રોસેશ તે માજીસ્ત્રેટ કરે તો પ્રોસીશના પરિણામનો રિપોટ જેને તેવી રઇયતનો ઇન્સાફ કે ચોકસી કરવાનો અધિકાર હોય તેના તરફ રજુ કરવો એમ ફરમાવવું.

### ઇન્સાફ તથા ચોકસી કોણે કરવી અને પહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર.

૧ પહેલા વર્ગના માજીસ્ત્રેટ.

૧ તે માજીસ્ટ્રેટ તે મુકદમો ચુકવી શકે એમ હોય તો ચોકસી ક-રી ત્રણ મહિના સુધી કેદ અને રૂ૧૦૦૦) દંડની શિક્ષા કરી શકે એ-થી વધારે નહી.

૧ તે ગુના બાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકે તેવું નહી હોય અને ગુનો મોત અથવા સમુદ્રપારની શિક્ષા તુલ્ય ન હોય, તો ગુને-ગારને શેશન કમીટ કરવો.

૧ અને જો તેવી શિક્ષા લાયક ગુનો હોય તો હાઇકોરટમાં કમીટ કરવો.

## શેશનનો અધિકાર.

### આસીસ્ટંટ શેશન જડજનો અધિકાર.

૧ જો તે આસીસ્ટંટ રાણીની વિલાયતી રઇયત હોય અને જેણે ત્રણ વરસ આસીસ્ટંટ શેશન જડજનું કામ કરયુ હોય અને તેને સ્થા-નિક સરકારે ખમુસ અખત્યાર આપ્યો હોય તો.

૧ રાણીની વિલાયતી રઇયતનો ઇન્સાફ કરી શકે.

૧ પણ તે ઘણામાં ઘણા એક વરસ સુધી કેદ અથવા દંડ અ-થવા બંને શિક્ષા કરી શકે.

૧ શેશન તથા આડીશનલ શેશન જડજને પણ અખત્યાર (શિ-ક્ષાનો) ઉપર મુજબ છે.)

૧ શેશન જડજે વધારે શિક્ષા કરાવવી હોય તો મુકદમો હાઇકોર-ટમાં મોકલવો અને

૧ ફરિયાદી સાહેદોને હાઇકોરટમાં હાજર થવાના મુચરકા લેવા અ-ગર તેવા મુચરકા લેવા કમીટ કરનાર માજીસ્ટ્રેટને ફરમાવવું.

૧ પણ શેશન જડજ રાણીની વિલાયતી રઇયત ન હોય તો કમી-ટીંગ માજીસ્ટ્રેટ કમીટ કરતાં પહેલાં હાઇકોરટને રિપોટ કરવો.

૧ શેશનમાં ઇન્સાફ બાબ ૧૯ પ્રમાણે કરવો.

૧ આશેશરથી ઇન્સાફ કરવો હોય તો અડધો અડધ આશેશર રાણીની વિલાયતની રઇયત હોય તેવા જોઇએ. તેમજ જ્યુરીને વાસ્તે સમજવું.

૧ એ રઇયત ઉપર ગુનાની સાબિતીનો ઠરાવ કોઇ અધિકારવાળા માજીસ્ત્રેટે કરયો હોય તો તે શેશન અથવા હાઇકોરટમાં અપીલ કરી શકે.

## હાઈકોરટનો અધિકાર.

૧ રાણીની વિલાયતી રઇયતને કોઇ જગે અટકાવી રાખી હોય અને તેને એમ લાગે કે મને કાયદા વિરૂધ અટકાવ્યોછે, તો જે જગાએ અટકાવ્યો છે તે જગોના હાઇકોરટમાં તેણે અરજી કરવી. તે હાઇકોરટને રાણીની વિલાયતી રૈયતનો ઇન્સાફ કરવાનો હક હોય તો.

૧ આ ઉપરથી હાઇકોરટે હુકમ પોતાની નજરમાં આવે તેમ કરવો.

૧ એ હુકમ જે મુલક ઉપર પોતે હોય તે મુલકમાં અથવા ગવરનરજનરલ ફરમાવે તે મુલકમાં ચાલશે.

૧ હાઇકોરટના કોઇ જડજે માણસ હાજર કરવાનું રીટ ઇલાકાના મુખ્ય શેહેર બાહાર કરવું નહી.

૧ જામીન લેઇ સ્વાધિન કરવાનું રીટ.

૧ તુરંગમાના માણસોના જમાન લેઈ છોડવાનું રીટ.

## રાણીના વિલાયતી રૈયતછે કે નહી તેની ચોકસી કરવા બાબત.

૧ હું વિલાયતી રૈયતછું એમ જે માણસ કહેતો હોય તેણે જે માજીસ્ત્રેટ પાસે પોતાના ઇન્સાફ સારૂ અગર ચોકસી સારૂ રજુ થવું પડે ત્યારે તેણે પોતાના દાવાની બીના જાહેર કરવી.

૧ તે માજીસ્ત્રેટે હકીકત ઉપરથી વિલાયતી રૈયતછે કે નહી તેની

તજવીજ કરવી અને ઠરાવ કરવો.

૧ કદી એ ફેંસલાથી તે ફરિયાદી નારાજ થાય તો ફેંસલો ઓ ઠો છે એમ સાબીત કરવાનું તેને માથે છે.

૧ વિલાયતી રૈયત નથી એમ માજીસ્ત્રેટ ઠરાવે તો કામ આગળ ચલાવવું; પણ

૧ અપીલમાં તેને એક સબબ મળશે.

૧ જો તે સખસ પોતાની સ્થિતી તે માજીસ્ત્રેટ પાસે નહી કહે તો તેણે રાણીના વિલાયતી રૈયતના હક છોડ્યો ગણાશે.

૧ પોતાના આગળ આણેલા સખસ રાણીના વિલાયતી રૈયત છે કે કેમ તે તેને માજીસ્ત્રેટે પુછવું.

૧ રાણીની વિલાયતી રૈયત નહી હોય ને આ બાબ પ્રમાણે ઇન્સાફ કરતાં તે સખસે કાંઇ વાંધો લીધો નહી હોય, તો ચાલેલું કામ વ્યવહારે ઉપયોગી થશે.

## હાઇકોરટે કામ ચલાવવાની રીત,

૧ હાઇકોરટે ઈંગ્લાંડના કાયદા પ્રમાણે તજવીજ ન કરવી.

૧ બીજા તોહોમત બાબત જેવો શેશનને અધિકારછે તેવોજ રાણીની વિલાયતી રૈયત બાબત હાઇકોરટને છે.

૧ સઘળું કામ ઇલાકાના મુખ્ય શેહેર બહાર માજીસ્ત્રેટ ચલાવે તે કામની તજવીજ હાઇકોરટને કરવા અધિકારછે તેજ પ્રમાણે આની તજવીજ કરવી.

૧ રાણીની વિલાયતી રૈયત ઉપર જે કામ ચલાવવાં તે આ આકટ પ્રમાણે ચલાવવાં.

૧ તેઓને કેદની શિક્ષા કરી હોય તો સ્થાનિક સરકાર ઠરાવે તે જગોએ કેદ રાખવા.



## નીચે બતાવેલા ગુનાની ખબર સઘળા લોકોએ પોલીસને આપવી.

૧૨૧ રાણીની સામા લડાઇ કરવી લડાઇની કોશીશ અથવા મદદગારી.

,, રાજા વિરૂધ કેટલાક ગુના કરવા સારૂ સંપ કરવો.

૧૨૨ રાણીની સામા લડાઇ કરવાને ઇરાદે હથીયાર એકઠાં કરવાં.

૧૨૩ લડાઇનું કામ શેહેલ કરવાને ઇરાદે લડાઇની ધારણા છુપાવવી.

૧૨૪ કોઇ કાયદેસર અખત્યાર અમલમાં આણવા અથવા ન આણવાના ઇરાદાથી ગવરનર જનરલ વીગેરેપર હુમલો કરવો.

,, બેદીલી ઉત્પન કરવી અથવા કોશીસ કરવી.

૧૨૫ રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનાર એશીઆના રાજા ઉપર ચઢાઇ કર

૩૮૨ ચોરી કારણ અથવા ચોરી કરયા પછી નાશી જવા અથવા ચોરીની મીલકત પાશે રાખવા મોત અથવા અટકાવ કરવાની અથવા તેવું કરવાના ભય ઉત્પન કરી ચોરી કરવી.

૩૯૨ અપ હરણ.

૩૯૩ અપ હરણ કરવાની કોશીશ.

૩૯૪ અપ હરણ અગર અપહરણ કરવાની કોશીસમાં બુધ્ધિ પૂર્વક વ્યથા કરવી અથવા અપ હરણ,કરવામાં સામીલ રેહેવુ.

૩૯૫ ડાકાઇટી.

૩૯૬ ડાકાઇટીમાં ખુન.

૩૯૭ ખુન અથવા મહાવ્યથા કરવાની કોશીસ સાથે અપ હરણ અથવા ડાકાઇટી કરવી.

૩૯૮ કોઇએ ભયંકર શસ્ત્ર ધારણ કરેલું હોય તે વખતે અપહરણ અથવા ડાકાઇટી ક-

વી અથવા તેવી લઢા
ઇમાં મદદગારી.

૧૨૬ રાણી સાથે મૈત્રી અ
થવા સલાહ રાખના
ર કોઇ રાજાના મુલ
કપર લુટ કરવી.

૧૩૦ રાજ્યકી કેદીને નાશી
જવામાં સાહ્ય કરવું,
છોડાવવો, ઘરમાં રા-
ખવો અથવા તેને પા
છો પકડે તેના સામા
થવું.

૩૦૨ ખુન.

૩૦૩ જન્મટ્રીપના ગુનેગારે
કરેલું ખુન.

૩૦૪ ખુનથી ઉતરતા દર-
જાનું શીક્ષણ્ય મનુષ્ય
વધ, અગર જે કામ-
થી મોત થયું હોય
તે મોત આણવાના ઇ
રાદાથી કરયું હોય તો.

,, અગર તે કામ મોત
આણવાના ઇરાદાથી
નહી પણ તેથી મો-
ત થવાનો સંભવ જા
ણી કરયું હોય તો.

રવાની કોશીસ કરવી.

૩૯૯ ડાકાઇટ્રી કરવાની તૈયારી ક-
રવી.

૪૦૨ ડાકાઇટી કરવાને મળેલા
પાંચ અથવા વધારે સખ-
સમાં હોવું.

૪૩૫ સો રૂપીઆની કે વધારે નુ-
કશાની કોઇને કરવા અગ્ની
અથવા અવાજ સાથે ફુટે
એવા પદારથથી બીગાડ ક-
રવો.

૪૩૬ કોઇ ઘર વીગેરે નાશ કર-
વાના ઇરાદાથી અગ્ની અ-
થવા અવાજ સાથે ફુટે એ-
વા પદાર્થથી બીગાડ કર-
વો.

૪૪૯ મોતની શીક્ષા થઈ શકે એ-
વો ગુનો કરવા સારૂ ગ્રહ-
પ્રવેશ કરવો.

૪૫૯ ગુપ્ત ગ્રહ પ્રવેશ અથવા ઘ-
ર ફોડવાનો ગુનો કરતાં કો-
ઇને મહાવ્યથા કરવી.

૪૬૦ ઘણા સખસને રાતરે ઘર
ફોડવાં વીગેરેમાં સામીલ
હોય અને તેઓમાંનો કોઇ
એક મહાવ્યથા અથવા મો-

| | |
|---|---|
| ,, ગફલતથી મોત થાય. | તનો ગુનો કરે તો. |
| ૪૫૦ જીવતા સુધી સમુદ્રપાર ની શિક્ષા થઈ શકે એવો ગુનો કરવા ગ્રહ પ્રવેશ. | |
| ૪૫૬ રાત્રે ગ્રહ પ્રવેશ અથવા ઘર ફોડવું. | |
| ૪૫૭ કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુનો કરવા સારૂ રાત્રે ગુપ્ત ગ્રહ પ્રવેશ. અગર જે ગુનો ચોરીનો હોય તો, | |
| ૪૫૮ વ્યથા વીગરે કરવાની તૈયારી કરીને રાતરે ગુપ્ત ગ્રહ પ્રવેશ અથવા ઘર ફોડવું.] | |

૧ ઉપર બતાવેલા ગુના જે સખસના જાણ્યામાં હોય તેણે વાજબી કારણ ન હોય તો તુરત પોલીસને ખબર આપવી.

૧ વાજબી કારણ સાબીત કરવાનો બોજો તેના ઉપર છે.

દરેક ગામના મુખી, ગામના રખેવાળ, જમીનના ધણી અથવા ભોગવટો કરનાર તથા જે ધણી અથવા ભોગવટો કરનારના એજંટ અથવા મેસુલ વસુલ કરનાર અમલદારે પોતાને હેઠળ લખેલી ખબર મળે એટલે પોલીસને જાહેર કરવી.



૧ ચોરીનો માલ લેનારા તથા વેચનારનું ગશહુર ઠેકાણું પોતાના ગામમાં હોય.

૧ અમુક માણસો ઠગ, અથવા અપહર્ણ કરનારા છે, અને તે પોતાની હદમાં હોય.

૧ પોતાની હદમાં સતી થયાની વાત અથવા તેવો ઇરાદો જાણ-વામાં આવે.

૧ જામીન નહી લેઈ શકાય તેવો બીજો ગુનો કર્યાની વાત અ-થવા તેવા ઇરાદાની વાતની ખબર પડે તો.

૧ આકસ્મીક અથવા અસ્વભાવીક મોત બાબત.

માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદારને ક્રીયા કામમાં

મદદ આપવાની સર્વની ફરજ છે.

૧ સુલેહનો ભંગ થતો અટકાવવામાં. ૧ હુંગામો અથવા બખેડો બંધ પાડવામાં.

૧ જે માણસને પકડવા પોતાને અખિતાર હોય તેવા માણસને પકડવામાં.

## વગર વારંટે પકડવા બાબત.

વારંટ વગર પોલીસ નીચે લખેલા શખસોને

પકડી શકે.

૧ વગર વારંટે પકડી શકાય એવો ગુનો કોઈ શખસ પોલીસ અ મલદારના દેખતાં કરે તેને.

૧ જે શખસના ઉપર એવા કોઈ ગુનામાં સામીલ હોવાના કા-રણસર ફરિયાદ કરવામાં આવી હોય, અથવા તેવા કારણસર શક રે-હેતો હોય, તે સખસને.

૧ જે શખસની ઉપર એવા કોઈ ગુનામાં સામીલ હોવાનીખુ-

મ પડી હોય તે સખસને.

૧ આ આકટ પ્રમાણે જે સખસ બાબત ફાડીપીટાવી અથવા ડીસ્ત્રીકટના કે પોલીસના ગેઝીટમાં અથવા બીજી રીતે જાહેરનામુ થયું હોય તે સખસને.

૧ ચોરીની મિલકતછે એવો વાજબી રીતે શક હોય તેવી મિલકત જે સખસના કબજામાં જડે તે સખસને.

૧ પોલીસ અમલદારને તેના હોદાનું કામ કરવામાં હરકત કરે તે સખસને અથવા જે સખસ કાયદાસર કેદમાંથી નાશી જાય તે સખસને.

૧ રાણીસાહેબના ફોજમાંથી અથવા રાણીસાહેબના હિંદુસ્થાનની ફોજમાંથી નાશી ગયોછે એવા જે સખસ બાબત શક આવે તે સખસને.

૧ વગર વારંટે પકડી શકાય નહી એવો ગુનો ફલાણા સખસે કર્યોછે એમ જાણવામાં આવ્યું હોય અથવા તેની ઉપર શક ગયો હોય અને પોલીસ અમલદાર નામઠામ પુછેથી ન બતાવે અથવા ખોટુ મનાય તેવું ઠામઠેકાણું કે નામ બતાવે તો નામઠામ નક્કી કરવા પોલીસ તેને અટકાવી શકે.

૧ પણ અટકાવેલા સખસને ૨૪ કલાકમાં હકુમતવાળા માજીસ્ટ્રેટ તરફ મોકલી દેવો જોઇએ.

૧ દરમ્યાન નામ ઠામ ખાત્રી થાય તેવી રીતે બતાવે તો તાબડતોબ છોડી દેવો.

૧ જે સખસને ગુજરાનનું સાધન નહી હોય અને તે પોતાની હદમાં સંતાતો ફરતો હોય, તથા પોતાની બાબતમાં ખુલાશા ભરેલો જવાબ ન આપી શકે તો તુરત પકડવો.

૧ પ્રસિધ અપહર્ણ કરનાર, ઘર ફોડનાર, ચોર, જાણીબુજી ચોરીની મિલકત લેનાર હોય, અથવા જેનું ગુજરાન જાહેરાતમાઠી રીતે

ચાલતું હોય તેને પોલીસ વગર વારંટે પકડી શકે.

### કેવા ગુના થતા અટકાવવા અથવા વચ્ચે પડવું.

૧ પોલીસ અમલદાર વગર વારંટે પકડવા જેવો ગુનો થતો હોય તો અટકાવી શકે અથવા તે કારણસર વચ્ચે પડી શકે.

૧ તેવા ગુનાની ધારણા કરવાની જે ખબર પોલીસ અમલદારને પડે તેણે પોતાના ઉપરી પોલીસ અમલદારને ખબર આપવી.

૧ અથવા ગુનાની તપાસ અને અટકાવવાનું જે બીજા અમલદારનું કામ હોય તેને ખબર આપવી.

૧ એવા ગુના અટકાવવામાં માજીસ્ત્રેટના હુકમ સિવાય પોલીસ ગુનો કરનારને પકડી શકે. પણ ક્યારે કે પકડ્યા સિવાય ગુનો અટકે તેમ ન હોય તોજ.

૧ પોલીસ અમલદારના દેખતાં કોઇ સ્થાવર જંગમ મિલકત જે સાર્વજનિક હોય, તેને નુકશાન કરવાની કોશીશ કરવામાં આવે તે નુકશાન થતું અટકાવવા સારૂ પોલીસ વચ્ચે પડી શકે.

૧ સાર્વજનિક ભુમી, ખાંભું અથવા વાણવટાની બીજી નિશાનીને થતું નુકશાન અટકાવવા પોલીસ વચ્ચે પડી શકે.

૧ જરૂર હોય તો ક. ૯૩ ના આધારે નુકશાન કરનારને પોલીસ અટકાવી શકશે.

### પોલીસે ગુનેગાર પકડવા બાબત.

૧ જેની શોધ પોલીસ કરેછે તે ગુનેગાર કોઇ જગા, અથવા ઘરમાં હોય તે ઘર અથવા જગાના માલીકની પોલીસે પરવાનગી લેઇ અંદર જવું.

૧ કદી ઘરમાં ન જવા દે તો જે સખસને પકડવોછે તે નાશી જતો અટકે તેને સારૂ જેટલી પેરવી કરવી હોય તેટલી કરી તુરત કોઇ માજીસ્ત્રેટને ખબર મોકલવી.

૧ ગુનવાળા વારંટ મળી શકે તેમ ન હોય અને વારંટ વગર પકડી શકે એવા અપરાધવાળો કોઇ સખસ તે ઠેકાણે ન હોય, અને સખસ નાસી જશે એમ લાગે, તો તે ઘર અથવા જગામાં પોલીસ પેસી શકેછે.

૧ જે સખસને પોલીસે પકડ્યો; તે સખસને પોલીસ અમલદાર અથવા તે કામના અધિકારવાળા માજીસ્ટ્રેટ પાસે લેઇ જવો.

૧ પોલીસ અમલદાર જે ગુનાને વાસ્તે વારંટ વગર પકડવાને મુખત્યારછે તે ગુનાના ગુનેગારને પકડવા પોતાના હાથ નીચેના પોલીસ અમલદારને મોકલી શકે.

૧ એવે પ્રસંગે જે ગુના સારૂ પકડવો હોય તે ગુનો અને જે સખસને પકડવોછે તેનું નામ લખી હુકમ આપવો.

૧ આ પ્રમાણે કરેલા હુકમને ક. ૯૧ અને ૧૭૬ થી તે ૧૮૨ સુધીના કલમ લાગુછે.

૧ ગુનેગારને પકડવા પોલીસ અમલદાર બીજા પોલીસ અમલદારની હકુમતમાં જઇ શકે.

૧ પછી તે પોલીસ અમલદાર તેના તેજ માજીસ્ટ્રેટને તાબે હોય કે જુદા પ્રાંતમાં હોય તેની ચિંતા નથી.

કોરટમાં હાજર થયેલા ગુનેગારને અટકાવવા કોરટનો અધિકાર.

૧ કોઇ સખસ ફોજદારી કોરટમાં સમન, વારંટથી અથવા પોતાની મેળે હાજર થયો હોય અને તેણે ફલાણો ગુનો કર્યોછે એમ પુરાવથી જણાય, તો કોરટ તેને જુબાની લેવા અટકાવી શકે.

૧ અને તેના ઉપર કામ ચાલી શકે.

૧ પંદરમા ભાગ પ્રમાણે કમીટ કરવાના ચોકસી ચાલતી હોય તે તે સમે ચોકશી ચાલવા માંડ્યા પછી, ગુનેગારને ઉપર કહેલી રીતે અટકાવ્યો હોય.

૧ ત્યારે તે સખસ બાબત નવેસરથી કામ ચલાવવું, અને આ-રોપી પાછી ફરીથી સાંકેદી લેવી.

## લોકાએ પકડવા બાબત.

૧ જામીન ન લેઇ શકાય તેવો અને વગર વાંરંટ પકડાય તેવો ગુ-નો કોઇ સખસ કોઇના દેખતાં કરે તો તે તેને પકડી શકે.

૧ બ્રિટિશ વેપારી વાણુમાંથી કોઇ ખલાશી અથવા ઉમેદવાર ના-સી જતો હશે તેને વાણનો માસ્તર પોલીસની મદદથી અથવા વગર મદદે પકડી શકશે.

૧ તે વાણના માસ્તર અથવા શેઠ મદદ માગે તો પોલીસે આ-પવી.

૧ બાદ જે માણસ પકડાય તેની સાથે માસ્તર અથવા શેઠને હુ-કુમનવાળા માજીસ્ટ્રેટ પાસે જવા પોલીસે ફરમાવવું.

## આ બાબ પ્રમાણે બીજા કોઇને પકડે ત્યારે શું કરવું.

૧ જેણે પકડયો હોય તેણે પોલીસ અમલદારને સ્વાધિન કરવો.

૧ પોલીસે ક. ૯૨-૯૩ પ્રમાણે પ્રસંગ હોય તેવી તજવીજ કરવી.

૧ અને જો બને કલમ પ્રમાણે પકડવા અથવા અટકાવી રાખ-વા જોગ નહી હોય. તો પોલીસે પકડવો અથવા અટકાવી રાખવો નહી.

## માજીસ્ટ્રેટના દેખતાં કરેલા ગુના

૧ જ્યારે કોઇ ગુનો કોઇ માજીસ્ટ્રેટના દેખતા કરવામાં આવે ત્યા-ર તે ગુનેગારને પકડવાને કોઇ પણ સખસને તે માજીસ્ટ્રેટ હુકમ ક-રી શકે.

૧ અને પકડયા પછી તેને કેદ કરવા અથવા તે ગુનો જા-મીના લેવા જેવા હોય તા તેનો જામીન લેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યા-ર છે.

## પોલીસને તપાસ કરવાનો અધિકાર.

### વગર વારંટે પકડી શકાય તેવા ગુના પોલીસને પોતાની મેળે પકડવા અધિકાર છે.

૧ વગર વારંટે ન પકડી શકાય તે શિવાયના ગુનાની તપાસ પેહેલા તથા બીજા વર્ગના માજીસ્ટ્રેટના હુકમ વગર પોલીસથી નહી થાય.

૧ તપાસ કરવા બાબત પોલીસને હુકમ કરવાનો અધિકાર ૨૪ ને ૨૬ મી કલમાં કહ્યા પ્રમાણે પહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટને છે.

૧ પણ તે પોતાને અધિકાર હોય તેવા ગુના બાબતમાં.

૧ કોઇ વિશેશ કે સ્થાનિક કાયદાથી પોલીસને જે અધિકાર હશે તે આથી રદ થતો નથી.

૧ પોલીસમાં ફરિયાદ લખેલી હોવી જોઇયે. એટલે તે માણસે ફરિયાદ કરી તે લખી લેઇ તે ઉપર ફરિયાદીની સહી લેવી.

૧ પોલીસે એવી ફરિયાદીની નોંધ નમુના પ્રમાણે રાખવી.

૧ એ નમુના સ્થાનિક સરકાર ઠરાવે.

૧ જે ગુનો વારંટ વગર પકડી શકાય નહી તેવો હોય તેની ફરિયાદ પોલીસમાં થાય, કે પોલીસે પોતાના રોજનામામાં લખી લેઇ ફરિયાદીને અધિકારવાળા માજીસ્ટ્રેટ તરફ ફરિયાદ કરવા કહેવું.

૧ વગર વારંટે પકડી શકે એવા ગુનાની પોલીસને ખબર મળે, કે અખતાર હોય તેવા માજીસ્ટ્રેટને પોલીસે ખબર આપવી.

૧ અને પોતે તજવીજ સારૂ જાતે જવું અગર હાથ નીચેના અમલદારને મોકલવો.

૧ પોલીસ અમલદાર એવા ગુનાની તજવીજ પોતાની હદમાંજ કરી શકે અને તે ગુના પોતાની હદમાં બનેલા જોઇયે.

૧ પણ છઠા ભાગ પ્રમાણે જે ગુનો પોતાની હદમાં નથી કરેલો એવા ગુનાની તપાસ માજીસ્ટ્રેટને કરવા અધિકાર છે; તે પ્રસંગે પોતાની હકુમત બહાર કરેલા ગુનાની તપાસ પોલીસ પણ કરી શકે.

૧ સદરહુ પ્રમાણે ચલાવેલા કામમાં ગુનો હકુમતમાં નથી એમ વાંધો લેઇ શકાશે નહી.

### ફરિયાદ અગર ખબર જાહેર થયા પછી માજીસ્ટ્રેટે શું કરવું.

૧ પોતે તે જગ્યાએ જાતે તપાસ કરવા જવું.

૧ અગર તાબાના માજીસ્ટ્રેટને મોકલવો.

### ક્યારે પોલીસ અમલદારને અથવા તેના હાથ નિચેનાને જાતે તપાસ કરવા જવાની જરૂર નથી !

૧ કોઇ સખસનું નામ લેઇ તે સખસ ઉપર ફરિયાદ કરવામાં આવે અને તે કામ ભારે ન હોય.

૧ સ્થાનિક તપાસ કરવાની જરૂર જણાતી ન હોય તો.

### પોલીસે કામ ચલાવવાની રીત.

૧ પોતાને તપાસ કરવાનો પાકો સબબ નથી અગર તાહોમતવાળાને જરૂરતમાં પકડવો નથી (ઇનસાફની મતલબ સારૂ) એમ જણાય, તો તે બાબત કામ ન ચલાવતાં તે બાબતમાં અખત્યાર હોય એવા માજીસ્ટ્રેટને એ બાબતપર હુકમ થવા સારૂ રિપોર્ટ કરવો.

૧ એવો રિપોર્ટ પોલીસના ઉપરી મારફત કરવો.

૧ તે ઉપરી તે રિપોર્ટ ઉપર પોતે જે હુકમ આપવો હોય તે આપશે.

૧ અને કાગળ પત્રો વગર ઢીલે અખત્યારવાળા માજીસ્ટ્રેટને મોકલશે.

૧ ફરિયાદી સાહેદોને સમન કરવા.

૧ સાહેદીઓની ફરજછે કે પોલીસ પાશે હાજર થઈ જવાબ આપે.

૧ સાહેદોને પોલીસે મોહોના સ્વાલ પુછવા.

૧ જે જે મજકુર પુછી લખી લેવામાં આવે તે ઉપર જવાબ દેનારની સહી ન લેવી.

૧ એ મજકુર પુરાવમાં નહી ગણાય.

૧ પોલીસ અમલદાર પોતાને જે સ્વાલ પુછે તેનો જવાબ દીધાથી ગુનામાં આવી જાય તેમ હોય તો જવાબ ન દેવો.

૧ પોલીસે ગુનાની કબુલત કરાવવા લાલચ, ધમકી, કે વચન આપવું નહી.

૧ પણ પકડાએલો સખસ તેના મેળે જે કહે તે તેને કહેવા દેવું. તેને પોલીસે કહેતાં અટકાવવો નહી.

૧ જે મજકુર પોલીસ આગળ કહે અગર અપરાધની કબુલત કરે, તો તે પોલીસ અમલદારે દફતરમાં દાખલ કરવો નહી.

૧ પણ પોતાની જાણ સારૂ અથવા સુચના માટે તેનો મજકુર કે કબુલત લખી લેવાનો અથવા મરનાર માણસે જે કહ્યું હોય તે બાબત સાહેદી પુરાવાનો આ કલમથી પોલીસને મને નથી.

૧ ગુનાની કબુલત હરકોઇ માજીસ્ટ્રેટ લેઇ શકેછે.

૧ એવી કબુલત ગુનેગારે રાજીખુશીથી કરેલી જોઇયે. નહી તો દાખલ ના થાય.

૧ એવી કબુલત લીધા પછી જે માજીસ્ટ્રેટ તે મુકદમાનો ફેંસલો કરતો હોય તેની પાસે મોકલવી.

૧ માજીસ્ટ્રેટે કબુલત નિચે લખવું કે "મને લાગેછે કે આ ગુનો તેણે રાજીખુશીથી કબુલ કરેલોછે" પછી નિચે માજીસ્ટ્રેટે સહી કરવી.

૧ પોલીસની ચોકશીથી જે ગુનો જમાન ન લેઈ શકાય તેવો થયાની ખાત્રી થાય તો તે સખસને અખત્યારવાળા માજીસ્ટ્રેટ પાસે ર-

શામાં મોકલવો.

૧ તથા ફરિયાદ કરનાર અને સાક્ષિઓને બંધનથી બાંધી લેવા.

૧ પોલીસ અમલદારના તાબામાંના કોઈ અમલદારે તપાસ કરી હોય ત્યારે તેણે તપાસનો રિપોર્ટ પોલીસ અમલદારને કરવો.

૧ પછી પોલીસ અમલદારે જાતે પોતેજ તજવીજ કરી હોય તેમ તે કામ ચલાવવું.

૧ પ્રથમ પોલીસની તપાસમાં મુકદ્દમાની હકીકત જોતાં યોગ્ય હોય ત વધારે તોહોમતવાળાને પોલીસે રોકવો નહી.

૧ પોલીસ ચોવીશ કલાક રોકી શકે.

૧ ચોવીશ કલાક ઉપરાંત રોકવા હોય તો [illegible] ડીસ્ટ્રીક્ટ ભાગના [illegible] માજીસ્ટ્રેટની પરવાનગી લેવી.

૧ [illegible] માજીસ્ટ્રેટની કોરટ સુધી જતાં વાર લાગે એટલી [illegible] સુધી

૧ ચોવીશ કલાક પુરા થતા ન હોય અને ઉપર કહ્યા પ્રમાણે બંદોબસ્ત થયો ન હોય, તો અખત્યારવાળા માજીસ્ટ્રેટ તરફ ફેસલો કરવા માટે તેને પકડેલ છે એમ લખી મોકલી દેવો.

૧ જે માજીસ્ટ્રેટ તોહોમતવાળા સખસને અટકાવી રાખવાનો હુકમ કરે તેણે દફતરમાં તે હુકમ લખવા.

૧ વળી તે હુકમ ડીસ્ટ્રીક્ટ અથવા ડીસ્ટ્રીક્ટ ભાગના માજીસ્ટ્રેટ સિવાય બીજાએ કર્યા હોય તો તે હુકમની નકલ પોતે જે માજીસ્ટ્રેટના તાબામાં હોય તે માજીસ્ટ્રેટને મોકલવી અને હુકમ કરવાનાં કારણ લખવાં.

૧ તોહોમતવાળા સખસને માજીસ્ટ્રેટ પાસે મોકલવા જોગ પુરાવ ન હોય તો બોલાવે ત્યારે હાજર થવા બાબત જામીન અથવા બોંડ લઈ છોડી મુકવાનો રિપોર્ટ પોલીસના ઉપરી મારફત અખત્યારવાળા માજીસ્ટ્રેટને પોલીસ અમલદારે કરવો.

જ ખાંભુસે થાપ ન જવું.

૧ હાજર થવાનો દાહાડો મુકરર કરવો તે જો તોહમતવાળો પે-રામાં હોય તો તે અને સાક્ષિયો સાથે પોંચી શકે એવો મુકરર કરવો.

૧ ફરિઆદ કરનાર તથા સાક્ષિને મુચલકા સિવાય બીજો પ્રતી-બંધ કરવો નહી.

૧ મુચલકો લખી આપવાની ના કહે—તો પોલીસે તેને માજીસ્ત્રેટ પાસે પેહેરાગાં મોકલવો.

૧ પોલીસ અમલદારે જે શખસને પોતાની હદમાંથી પકડયા હોય, તે બાબત (ક. ૯૩) ડીસ્ત્રીક માજીસ્ત્રેટ અથવા ડીસ્ત્રીક ભા-ગના માજીસ્ત્રેટને રીપોટ કરવો.

૧ પછી પકડેલા શખસને જામીન લેઇ છોડા હોય કે નહી તો પણ.

૧ પોલીસ અમલદારો જે સખસને પકડયો તે સખસને જામીન કે મુચલેકો લીધાસિવાય, કે માજીસ્ત્રેટના ખાસ હુકમ સિવાય છોડી શકાશે નહી ક. ૯૩ પ્રમાણે કાહાડ્યા હોય તો.

---

૧ અકસ્માત તથા અસ્વભાવિક મોતની પોલીસને ખબર પડે કે યોગ્ય રીતે અધિકાર મળ્યો હોય તેવા માજીસ્ત્રેટને પોલીસે ખબર આપવી.

૧ પછી જ્યાં મડદુ પડ્યું હોય ત્યાંહાં જાઇ.

૧ બે અથવા વધારે આબરૂદાર રહેનારાઓની હજુર ચોકસી કરવી.

૧ અને મોતના દેખાઇતા કારણનો રિપોટ કરવો.

૧ એ રિપોટમાં જોર જુલમ હથીઆર વિગેરેની જે નીશાનીઓ મોત થયું હોય તે લખવું.

૧ તે રિપોર્ટ ઉપર એ આબરૂદાર ગ્રહસ્થોએ સહી કરવી.

૧ અને તુરતજ રિપોર્ટ ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીક્ટ ભાગના માજીસ્ટ્રેટ તરફ મોકલી દેવો.

૧ મોત બાબત શક હોય તો મૂડદું પોલીસે સીવલસરજન પાસે મોકલવું.

૧ પણ સિવીલ સરજન કેટલે દૂર છે તથા મુડદું હવાથી બગડસે કે કેમ તે વિચારી મોકલવું.

૧ મુંબાઈ, મદ્રાસ પ્રેસીડેન્સી મધ્યે મુખ્ય યોગ્ય અધિકારવાળા માજીસ્ટ્રેટને રિપોર્ટ કરવો.

૧ આ તપાસમાં બે અથવા વધતા માણસને પોલીસ અમલદાર બોલાવી શકે છે.

૧ તેમજ એકેફીપતથી જાણીતું માણસ હોય તેને પણ બોલાવી શકે.

૧ જે શખ્સને બોલાવે તેણે હાજર થઈ જવાબ દેવો જોઈએ.

૧ પણ સ્વાલનો જવાબ દેતાં ગુનામાં આવી જતા હોય તેવો જવાબ દેવાની ફરજ છે એમ સમજવું નહી.

૧ આ તપાસ યોગ્ય અધિકાર પામેલા માજીસ્ટ્રેટ પાસેમાં પાસેનો હોય તે પોલીશને બદલે અથવા પોલીસે તજવીજ કરી હોય, તો પણ મોતના કારણની વળી બીજી ચોકશી કરી શકે છે.

૧ જો માજીસ્ટ્રેટ ચોકશી કરે, તો ગુનાની ચોકશી કરવા બાબ જે અધિકાર છે તેજ અધિકાર માજીસ્ટ્રેટને છે એમ સમજવું.

૧ તે માજીસ્ટ્રેટ ચોકશી કરતી વખતે સાહેદી પુરાવો લીધો હોય તે દફતરમાં લખવો.

૧ પોલીસ અમલદાર બીમાર હોય તો, તેના તુરત હાથ નીચેના માણસે કામ ચલાવવું તેમજ ગેરહાજરને વાસ્તે.

૧ પોલીશના ઉપરી અમલદારોનો અખત્યાર તેની બાબી હકુમતમાં પોલીશ અમલદારોના જેટલો છે.

૧ પોલીસનો આસીસ્ટંટ સુપ્રીટેન્ડેન્ટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટના જેટલો અધીકાર ચલાવી શકે છે.

૧ પણ તે ડીસ્ટ્રીક પોલીસ સુપ્રીટેન્ડેન્ટના તાબામાં છે.

૧ આ બને અમલદાર ગેરહાજર હોય તો પોલીસના જે ઉપરી અમલદાર હોય તેને તે અધિકાર ચલાવવા ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ હુકમ કરી શકે છે.

## માજીસ્ટ્રેટ પાસે ફરિયાદ કરવા બાબત.

ગુનો કરનારને સમન, વારંટ કે વગર વારંટ જેવો ગુનો તેમ પ્રાશેસ કરી હાજર કરી શકાશે.

નિચે લખેલા પ્રસંગે સમન અથવા વારંટ કરવાનો અધિકાર છે.

૧ પોલીસની કામ ચલાવવાની રીત દશમા બાબમાં છે તે પ્રમાણે પોલીસનો રિપોર્ટ આવે એટલે ગુનાના રૂપ પ્રમાણે સમન વારંટ થઈ શકે.

૧ પોલીસ અમલદારથી વગર વારંટે પકડાય નહી એવા ગુના બાબત પોલીસમાંથી ખબર આવે તે ખબર અથવા રિપોટને ફરિયાદ ગણવી.

૧ કામની હકીકતથી વાકેફ હોય તેનાથીજ ફરિયાદ થઈ શકે, તો તેવી ફરિયાદ ઉપરથી પણ સમન, વારંટ રૂપ પ્રમાણે થઈ શકે.

૧ ગુનો કર્યાનો માજીસ્ટ્રેટને શક આવે, તો સમન વારંટ થઈ શકે.

## ફરિયાદ લેઈ સાંભળવાનો કોને કોને અધિકાર છે.

૧ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ. ૧ ડીસ્ટ્રીક ભાગનો માજીસ્ટ્રેટ.

૧ ફરિયાદ સાંભળવાને અધિકારવાળો માજીસ્ટ્રેટ જે કામમાં પોતાને ઇન્સાફ કરવાનો અથવા શેસન કમીટ કરવાનો અધિકાર હોય

તે કામો

૧ પછી ફરિયાદીએ ફરિયાદ કરી હોય, કે પોલીસે રિપોટ કર્યો હોય, તોપણ સાંભળી શકેછે.

૧ મુકદમો મોકલવાનો જે માજીસ્ટ્રેટને યોગ્ય રીતે અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટ યોગ્ય રીતે જે માજીસ્ટ્રેટની પાસે મુકદમો મોકલ્યો હોય તેને તે મુકદમાનો નિકાલ કરવા અધિકારછે.

૧ ફરિયાદ અથવા પોલીસનો રિપોટ આવ્યા પછી ગુનેગારનો ઈન્સાફ કરવાનો અથવા કમીટ કરવાનો અધિકાર અખત્યારવાળા માજીસ્ટ્રેટને મળે છે.

ફરિયાદ વગર કામ ચલાવવાને કોને અખત્યાર છે.

૧ ડીસ્ત્રીક માજીસ્ટ્રેટ. ૧ ડીસ્ત્રીક ભાગનો માજીસ્ટ્રેટ.

૧ જે માજીસ્ટ્રેટને ફરિયાદ લેઈ સાંભળવાનો અધિકાર આપ્યો હોય તેને પછી તે કામ પોતાને ઇન્સાફ કરવા જોગ હોય કે શેસનકમીટ જોગ હોય તેવા કામમાં તે માજીસ્ટ્રેટને.

તે માજીસ્ત્રેટોએ શું કરવું.

૧ ગુનો કરવાનો શક જતો હોય, તો ફરિયાદ વગર ચોકશી કરવી

૧ અને જે જે માણસને બોલાવવા હોય તેને પ્રોસીશથી બોલાવવા, પણ હિંદુસ્થાનના ફોજદારી કા. ના. ૧૯–૨૦–૨૧ મા ભાગમાં કહેલી ફરિયાદની ચોકશી ફરિયાદ થયા વગર અથવા મંજુરી મેળવ્યા શિવાય કોઇએ કરવી નહી.

શેસન કમીટ કરવાનો અધિકાર નિચેના માજીસ્ત્રેટનેછે.

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટ. ૧ ડીસ્ત્રીક ભાગનો માજીસ્ત્રેટ. ૧ લા વરગનો માજીસ્ત્રેટ.

૧ શેસનમાં ઇન્સાફ થવા સારૂ જેને કમીટ કરવા અધિકાર મળ્યો હોય તે માજીસ્ત્રેટ.

માજીસ્ત્રેટે પોતાના અખિતીઆરના કામમાં ફરિયાદ થાય ત્યારે શું કરવું

૧ ફરિયાદ કરનારની જુબાની લેવી.

૧ એ જુબાની સંક્ષેપ રીતે લખી તેપર ફરિયાદી તથા માજીસ્ત્રે
ટે સહી કરવી.

૧ અરજી કરી હોય ને માજીસ્ત્રેટે ફરિયાદીની જુબાની લેવામાં ગફલત કરી હોય, તો પણ તેથી ઇન્સાફ થયો હોય તે એજ સબબ
થી રદ નહી થાય.

૧ વગર અખિતીઆરના માજીસ્ત્રેટ પાસે જે ફરિયાદ આવે તે ફરિ-
યાદ પોતે જે માજીસ્ત્રેટને અખિતીઆર હોય તે માજીસ્ત્રેટ પાસે લેઇ જ-
વા ફરિયાદીને કહેવું.

૧ ફરિયાદીની જુબાનીપરથી તેના ખરાપણા વિશે કાંઇ શક હોય તો પ્રોસીશ કરવું. મુલતબી રાખવા તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૧ એવે પ્રસંગે ફરિયાદીના ખરા ખોટાપણાની પ્રથમ ચોકશી.

૧ તાબામાંના બીજા અમલદાર મારફત કરાવી શકાય.

૧ ઘણું કરી આવી ચોકશી માજીસ્ત્રેટનો કાંઇ પણ અખિતીઆર હો-
ય તે અથવા પોલીસ અમલદાર કરી શકશે.

૧ પણ જો એ શિવાય ત્રીજો કોઇ અમલદાર ચોકશી કરે, તો ચો
કશી કરવાના પોલીસના નિયમ પ્રમાણે તેને અખિતીઆરછે પણ પકડવા
નો અખિતીઆર નથી.

૧ ફરિયાદીની જુબાની લીધા પછી આગળ કામ ચલાવવા પાકો
સબબ ન હોય, તો માજીસ્ત્રેટે ફરિયાદી કાઢી નાખવી.

૧ ફરિયાદી કાઢી નાખવાથી આગળ કામ ચલાવવાને હરકત નથી.

૧ જો કામ ચલાવવાનો પાકો સબબ હોય, તો સમન કે વારંટ
જે કરવા યોગ્ય હોય તે કરવું.

૧ જે ગુનાની શિક્ષા એકલો દંડ અથવા છ માસ સુધી કેદ એ
વી હોય તેમાં સમન થઇ શકે.

૧ તોહમતવાળો અપરાધ નાશી જનારછે એવું માજીસ્ત્રેટને લાગે, તો સમન ન કરતાં વારંટ કાઢવું.

૧ જે ગુનાની સજા છ માસ ઉપરની ઠરાવી છે, એવા ગુનાઓમાં જે માજીસ્ત્રેટને ફેંસલ કરવા અથવા કમીટ કરવાનો અખત્યાર હોય તે માજીસ્ત્રેટ પાસે ફરીયાદ આવેથી પ્રથમજ વારંટ કરી શકે, અથવા સમન પણ કરી શકે.

૧ સમન કરવામાં આવ્યો હોય ને ના માને, તો વારંટ થઈ શકેછે.

૧ સમન મેહેનત કર્યા છતાં પોચી શકતો ન હોય, તો પણ વારંટ થઈ શકે.

૧ માજીસ્ત્રેટની નજરમાં જે પ્રકારના કામમાં સમન કરવાનું આવે; તે કામમાં પાકું કારણ હોય, તો તોહમતવાળાને જાતે હાજર થવાની માફી આપે.

૧ એ માફી કામ ચાલતાં કોઈપણ વખતે રદ થઈ શકે.

## સમન કરવા બાબત.

૧ સમન નમુના પ્રમાણે કરવો.

૧ સમન પોલીસ અમલદારે બજાવો પણ માજીસ્ત્રેટની નજરમાં આવે તો બીજાને બજાવવા આપે.

## સમન બજાવવાની રીત.

૧ તોહમતવાળો જે ડીસ્ટ્રીકમાં રહેતો હોય તે ડીસ્ટ્રીકટમાં સમન બતાવી બીજી નકલ તેને હાથો હાથ આપવી.

૧ અગર તેની સાથે રહેનાર તેના કુટંબના બાલી ઉમરના મરદને નકલ આપવી.

૧ સમન નીચે સમનની નકલ આપી સમન પોચ્યાની સહી કરાવવી.

૧ સમન થયા છતાં હાજર ન થાય તો પકડવાનું વારંટ કરવું.

સમન બાબતમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ડી. ભાગનો માજીસ્ટ્રેટ અથવા પહેલા વરગનો માજીસ્ટ્રેટ (પહેલા વરગના માજીસ્ટ્રેટને અધિકાર મળેલો જોઇએ) તેઓનો

## વિશેષ અધિકાર.

૧ પોતે જે ડીસ્ટ્રીકમાં રહેછે તે ડીસ્ટ્રીકમાં પોતાને માલુમ પડે, કે ફલાણા સખસે બીજી ડીસ્ટ્રીકમાં ગુનો કરયો છે, અને એ ગુનો એવો છે કે જો પોતાની ડીસ્ટ્રીકમાં હોય તો સમન અથવા વારંટ મોકલી શકાત, તો આ ગુના ને વાસ્તે તેમ કરવા તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ આ આકટમાં સમન કરવા એમ લખ્યું છે એ સઘળા સમનને આ બાબ લાગુછે; માત્ર જયુરર અને આશેશરને લાગુ નથી.

૧ સમન જેને કરવો છે તે સખસ કોઇ ખાતામાં નોકર હોય, તો તેના ઉપરી મારફત સમન પોચાડવો.

## વારંટ બાબત.

## વારંટ શીરીતે કરવું.

૧ નમુના પ્રમાણે માજીસ્ટ્રેટની સહી મહોરનું કરવુ.

૧ એ વારંટની અસર. ગુનેગારને પકડી માજીસ્ટ્રેટ પાસે લાવતા સુધી અને માજીસ્ટ્રેટ પાસે હોય ત્યાંહાં સુધીછે.

૧ તેને કેદમાં મોકલવો હોય તો નવેશર હુકમ લખવો જોઇએ.

૧ વારંટમાં ગુનેગાર જામીન (હાજર થવાનો) આપે, તો છોડી શકાય તેવો શેરો તે માજીસ્ટ્રેટ લખી શકે.

૧ એ શેરાથી વારંટ બજાવનારને જામીન લેવાનો અધીકાર મળે છે.

૧ જામીન લીધા હોય તો જામીન ખત વારંટ બજાવનારે મા–

જીસ્ટ્રેટને મોકલી દેવું.

વારંટ કોના નામનું કરવું.

૧ પોલીસ અમલદારના નામનું.

૧ અને તે તુરતમાં ન મળી શકે તેમ હોય, તો ગમે તે માણસ-ના નામનું કરવું.

૧ જમીનદાર. ઈજારદાર, અથવા જમીનનાં વહીવટદારનાં નામનું

વારંટ નીચેની બીગત હોય તો થઇ શકે.

૧ નાશી ગએલા કેદીને પકડવો.

૧ જાહેર નામુ થયું હોય તે સખસને પકડવો.

૧ જામીન નહી લેઇ શકાય તેવા ગુનાનું તોમત જે સખસના ઉ-પર આવ્યું હોય તેના હાથમાંથી ખસી જવાનું કરવું હોય તે સખસ-ને પકડવો.

૧ આવે પ્રસંગે વારંટ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટથીજ થઇ શકશે.

૧ એ વારંટ જો તે સખસ પોતાની હદમાં આવ્યો હોય ત વા-રંટ પર સહી કરી આપી જમીનદાર વીગેરેએ વારંટ બજાવી આપવું.

૧ જમીનદારે જો તે માણસ પકડાય તો નજીકના પોલીસ અ-મલદાર તરફ મોકલવો.

૧ પોલીસ અમલદારે જામીન નહી લીધા હોય અથવા જામીન લેવા લાયક ગુનો નહી હોય, તો અખત્યાર વાળા માજીસ્ટ્રેટ પાસે તે-વા સખશને મોકલી દેવો,

૧ પોલીસ અમલદાર શિવાય બીજાના નામનું વારંટ કરવું હોય ત્યારે વારંટ બજાવવામાં કોઇ પણ બીજો સખશ તેને મદદ ક-રી શકે.

૧ વારંટ ઘણા સખસના નામના થઇ શકે તેવે પ્રસંગે તે સ-

ધણા અથવા તેમાંનો એક તે વારંટ બજાવી શકે.

૧ પોલીસ અમલદારના નામનું વારંટ હોય તે બીજા પોલીસ અમલદારનું નામ લખે અટલે તે વારંટ બીજો બજાવી શકે.

વારંટની બજાવણી.

૧ માજીસ્ટ્રેટે વારંટ કરયું હોય તે બજાવવા જવા મુખત્યારછે.

૧ જે સખસને પકડવાનો હોય તેને પોતાના દેખતાં પકડવાનું કહેવા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ જેણે વારંટ કરયું તે માજીસ્ટ્રેટની હકુમતમાં બજાશે.

૧ પણ ડીસ્ટ્રીક બહાર તે સખસ નાશી જાય અથવા હોય, તો તાંહાં બજી શકે.

૧ વારંટ કરનાર માજીસ્ટ્રેટની મુખત્યારી છે કે બીજી ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટની સહી વારંટ પાછળ લીધા સિવાય પણ બીજી ડીસ્ટ્રીકટમાં વારંટ બજાવવાનો હુકમ કરી શકે.

૧ જો વારંટની પાછળ સહી કરાવવી હોય, તો જે માજીસ્ટ્રેટની સહી કરાવવી હોય તેના ઉપર તે વારંટ ટપાલમાં મોકલવું.

૧ સહી નહી કરાવવી હોય તો, જે માજીસ્ટ્રેટની હકુમતમાં તે વારંટ બજાવ્યું છે તેની પાસે અથવા ત્યાંહાંના પોલીસ અમલદાર પાસે તે વારંટ લેઈ જવા સારૂ પોતાના હદના પોલીસ અમલદારને તે સોંપવું.

વારંટમાં લખેલા આશામીને પકડ્યા પછી શું કરવું.

૧ વારંટ બીજી ડીસ્ટ્રીકમાં બજાવવામાં આવે અને વારંટ કરનાર માજીસ્ટ્રેટ તાંહાંથી વીસ માઈલની અંદર ન હોય અથવા જેની હકુમતમાં પકડ્યો તેના કરતાં પાસે નહી હોય અથવા જામીન લીધો નહી હોય, ત્યારે જે હકુમતમાં પકડ્યો ત્યાંહાંના માજીસ્ટ્રેટ પાસે લઈ જવો.

૧ જે માણસ એવી રીતે પકડી આણ્યું તે માણસને વારંટ કરનાર માજીસ્ત્રેટ પાસે મોકલી દેવો.

૧ જો ગુનો જામીન લેઇ શકાય તેવો હોય, તો વારંટ કરનાર માજીસ્ત્રેટ પાસે હાજર થવાના જામીન લેઇ જામીન પત વારંટ કરનાર પાસે મોકલવું.

જે ગુનાને માટે છ મહીના સુધી કેદ અથવા એકલો દંડ છે
તે સિવાયનો કોઇ ગુનો કરી કોઈ માણસ નાશી ગયો માલુમ
પડે તો શું કરવું

૧ વારંટ ન બને એવા હેતુથી નાશી ગયો અથવા સંતાઇ બે-ઠોછે એમ માલુમ પડેતો વારંટ કાઢવું.

૧ સાહેદી પુરાવો લીધા પછી અથવા લીધા વગર ફરીઆદીનો જવાબ દેવા હાજર થવા ૩૦ દિવસની મુદતનું જાહેર નામું કરવું.

૧ એ જાહેર નામું તે સખસ રહેતો હોય ત્યાંહાં પ્રસીધ જગો-એ વાંચવું

૧ અને તે ગામના પ્રસીધ ભાગ ઉપર ચોડવું.

૧ તે માજીસ્ત્રેટની કોરટના મકાન ઉપર ચોડવું,

૧ જાહેર નામું થયું એ મજકુર કાયદા પ્રમાણે કામ ચલાવ્યા બ-રાબરછે.

૧ આવું અખતીઆરવાળા માજીસ્ત્રેટથી જાહેરનાંમુ થઇ શકે.

૧ તે મુદતમાં હાજર ન થાય, તો તેની સ્થાવર જંગમ મીલકત જપ્ત કરવી.

૧ એ હુકમ જે ડીસ્ટ્રીક માજીસ્ત્રેટની હકુમતમાં થયો હોય તે હકુમતમાં બજશે.

૧ બીજી હકુમતમાં બજાવવા તે બીજી ડીસ્ટ્રીક માજીસ્ત્રેટની શહી જોઇએ.

૧ સ્થાવર મીલકતમાં મેહેસુલ ભરનારી જમીન હોય તો તે-

ના જપ્તી ડીસ્ટ્રીક કલેકટર મારફત કરવી.

૧ બીજા સઘળા કામમાં અધીકારવાળા માજીસ્ટ્રેટના હુકમ મુજબ તે મીલકત પકડી અથવા તેનો વહીવટદાર કે ઉતપન વસુલ કરનાર ઠરાવી તે ગેર હાજર સખસને કોઇએ ભાડું આપવું નહી એમ ઠરાવી શકેછે.

૧ જો જાહેર નામામાં લખેલી મૂદતે તે હાજર ન થાય, તો જપતીવાળી મીલકત ઉપર વ્યવસ્થાધિકાર સરકારનો થયો એમ હુકમ કરવો.

૧ પણ છ માસ સુધી તે મીલકત વેચવી નહી.

૧ જો તે મીલકત છ મહીના પુરા થતાં સુધી રાખી મુકેથી બગડી જશે અગર માલીકને ગેર ફાયદા થશે, તો વેચી નાખવા અધીકારવાળો માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ જે જે મીલકતનો વ્યવસ્થાધિકાર સરકારનો થયો એવો હુકમ થયો હોય તે તે કામમાં નાશી જનાર સખસ મીલકત જપત થયા પછી બે વરસમાં હાજર થાય અથવા જડે, તો તે ઈનસાફમાંથી બચી જવાના હેતુથી નાશી ગયો અથવા સંતાઇ બેઠો ન હોતો એવી રીતે ખાત્રીથી સાબીત કરી આપે, તો માજીસ્ટ્રેટ મીલકત વેચી ન હોય તો મીલકત, નહી તો કીમત પાછી આપવી.

૧ પણ જે ગુનાનું તોમત મુકવામાં આવ્યું હતું તે ગુનાનો ઈનસાફ કરનારી સેશન અગર હાઇ કોરટની ખાત્રી થાય તે રીતે સાબીત કરી આપે અથવા તે કોરટમાંની કોઇ કોરટમાં તેનો ઇનસાફ કરવા નહી હોય અથવા ઇનસાફ સારૂં કમીટ કરો નહી હોય ત્યારે માજીસ્ટ્રેટની ખાતરી કરી આપે તો તે મીલકત પાછી મોકલી શકે.

પોતાની હકુમત બહાર કરેલા ગુનાને માટે પોતે મોકલેલા વારંટ ઉપરથી પકડવામાં આવે ત્યારે શું કરવું

૧ એવી રીતે જે સખસને પકડ્યો હોય. તેણે જે ડીસ્ટ્રીકમાં ગુનો કર્યો હોય તે માજીસ્ટ્રેટ પાસે મોકલી દેવો.

૧ જો ગુનો જમાન લેઈ સકાય એવો હોય, તો માજીસ્ટ્રેટ તે હકુમતના માજીસ્ટ્રેટ પાસે હાજર થવા જમાન લેવા.

૧ જે માજીસ્ટ્રેટે વારંટ કાઢ્યો પકડ્યો હોય તેને ચોકશી પુરી કરવાનો અધિકાર ન હોય, તો ઉપર બતાવ્યા પ્રમાણે કરવું.

૧ પકડેલા સખસને બીજા માજીસ્ટ્રેટ પાસે મોકલવો એ શક ભરેલું હોય તો હાઇ કોરટમાં રીપોર્ટ કરવો.

## કદી તાબ્બામાંના અધિકાર મળેલા માજીસ્ટ્રેટે આ પ્રમાણે વારંટ કાડ્યું હોય તો.

૧ જે સખસ પકડાય તેને ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ પાસે મોકલી દેવો.

૧ પણ જે માજીસ્ટ્રેટની હકુમતમાં ગુનો થયોછે તે માજીસ્ટ્રેટનું તે સખસને પકડવાનું વારંટ હોય તો વારંટ બજાવનાર પોલીસ અમલદારને તે સખસ હવાલે કરવો અથવા જે માજીસ્ટ્રેટે વારંટ કર્યું હોય તેની પાસે મોકલી દેવો.

૧ કદી એ ગુનો બીજી તેજ ડીસ્ટ્રીકના તાબ્બામાંની કોરટની હકુમત ભાગે થયો હોય અને ઉપર કહ્યા પ્રમાણે વારટ થયું હોય તો પકડાએથી તે ભાગના માજીસ્ટ્રેટ તરફ મોકલવો.

## વારંટથી પકડવાની રીત.

૧ પકડવો હોય તે સખસને વારંટની મતલબ જાહેર કરવી.

૧ માંગે તો વારંટ બતાવવું.

૧ તે સખસના શરીરને અટકવું એટલે કેદ કરવું.

૧ પણ ખુશથી તાબે થાય, તો થવા દેવો.

૧ પકડવાની સામા થાય, તો યોગ્ય ઉપાયો વારંટ બજાવનાર પોલીસ અમલદારે લેવા.

૧ જે સખ્સને પકડવાનું વારંટ નીકળ્યું હોય તે કોઈ ઘરમાં પેઠો હોય તો તે ઘરવાળાના ફરજ છે કે પોલીશ અમલદારને ઘરમાં જવા દેવો.

૧ જો ઘરમાં ન જવા દે તો ઘટતા ઉપાયો કરી અંદર જવું.

૧ બારી અથવા દરવાજો તોડવો પડે તો તોડવો.

૧ જનાનામાં તે માણસ હોય તો જનાનામાં પોલીશ અમલદાર જઈ શકેછે.

૧ પણ જતાં પહેલાં જનાનામાંની બાયડીઓને બહાર નીકળી જવા છુટ આપવી.

૧ પકડેલા સખ્સને નાશી જતાં અટકાવવા જોઈએ તેથી વધારે પ્રતીબંધ ન કરવે.

૧ પકડેલા સખ્સને વગર ઢીલે માજીસ્ટ્રેટ પાશે લેઈ જવો.

૧ તે સખ્સને કબુલત કરાવવા લાલચ કે ધમકી બતાવી નહી.

૧ પણ પોતાની ખુશીથી કોઈ વાત જાહેર કરે તો કરવા દેવી.

૧ વારંટ બાબતના ઠરાવો આ આકટ મુજબ થયેલા તમામ વારંટને લાગુછે પણ તે વારંટ પકડવા ના જોઇએ.

## ચોકશી તથા ઈનસાફ બાબત પ્રથમ નિયમ.

૧ તોમતવાળા શખ્સનો હક છે કે તે પોતાના તોમનો જવાબ બારીસ્ટરની અથવા વકીલ મારફત કરે.

૧ એવો જે સખ્સ નહી હોય તેને કોરટની પરવાનગી લેઈ રાખી શકે. વગર પરવાનગીએ નહી.

૧ તોમતવાળો દીવાનો નથી, પણ ચાલેલું કામ સમજતો નથી, તો પણ કામ કોરટ ચલાવી શકે છે.

૧ ચોકશી ચાલતાં કમીટ કરવો પડે અથવા ગુન્હો સાબીત થયાને ઠરાવ કરવો પડે, તો તે ચલાવેલા કામના કાગળો તથા કામની

હકીકતનો રપોટ હાઇ કોરટમાં મોકલવો.

૧ હાઇ કોરટ આગળથી જણાય તેવો હુકમ કરશે.

૧ ઇનસાફ કરનારી, પ્રથમારંભના ચોકશી કરનારી અથવા શેશન કે હાઇકોરટ એ ખુલી કોરટો છે.

૧ અને તેમાં સમાઇ શકે એટલા માણસને બેસવાની છુટ છે.

૧ પણ અમુક મુકદમાનું ઇનસાફ અથવા ચોકસી સબંધીનું કામચાલતું હોય તેમાં કોરટની પરવાનગી વગર નહી આવવા કોરટનો પ્રમુખ અધિકારી હુકમ કરી શકે.

૧ જે ગુના માંહોમાંહે માંડી વાળવાનો અખતાર હોય તે ગુના કોરટ બહાર માંડી વાળી શકાય, પણ કોરટમાં માંડી વાળવા હોય, તો કોરટની પરવાનગી જોઇએ.

૧ માંડી વાળવાનો અખતાર જેને નુંકશાન થયું હોય તેને છે.

૧ ફરીયાદીનું કામ ચલાવવાનું ઉપર કહ્યા પ્રમાણે લેઇ લેશે તો તોમતવાળા સખસને છોડી દીધા જેટલું ફળ થશે.

## શેશન કોરટ અથવા હાઇકોરટમાં ઇનસાફ થઇ શકે એવા કામોમાં પ્રથમ ચોકશી કરવા બાબત.

---

એવા કામમાં હેઠલ લખ્યા પ્રમાણે કામ ચલાવવું.

૧ તોમતવાળો માજીસ્ટ્રેટ પાસે જાતે હાજર થાય.

૧ અથવા તેને જાતે હાજરે થવાની માફી આપી હોય તો તેનો મૂખતાર હાજર થાય.

૧ ત્યારે એ ગુનામાં જે માહીત હોય અથવા જે તે વાત જાણતો હોય અથવા ફરીયાદી હોય તેના સાક્ષી લેવી.

૧ એવી સાક્ષીઓમાં તોમતવાળા અથવા તેના મુખત્યાર રૂબરૂ લેવી.

૧ એવે પ્રસંગે તોમતવાળાને આડા અવળા સવાલ ફરીઆદી કે

ફરીઆદીના સાક્ષીને પુછવા છુટ છે.

૧ પોતાના સાહેદોને સવાલ તથા પાછા ફરી સવાલ તે પુછી શકે છે.

૧ જે સખસની માહેતી ગુનામાં હોય તેને સાક્ષી સારૂ માજીસ્ટ્રેટ બોલાવી શકે છે.

૧ તોમતવાળાને વખતે વખત સવાલ જરૂર પુછી શકે છે.

૧ જવાબ ન દેતો યોગ્ય લાગતું અનુમાન કોરટ કરી શકે.

૧ સાહેદોની ગેરહાજરી અથવા બીજા યોગ્ય કારણથી ચોકશી મુલતવી રખાય.

૧ ચોકશીની મુલતવી રાખવાની મુદત પંદર દીવસથી વધારે ન હોવી જોઇએ.

૧ ચોકશી મુલતવી રાખે ત્યારે માજીસ્ટ્રેટની મરજી હોય તો તે કેદીને જામીન મુચરકા અથવા એકલા મુચરકાથી છોડી દે.

૧ ગુનેગારને વધારે પુરાવો મળશે એવી આશા હોય, તો પાછો મોકલી શકે.

૧ તોમતવાળાને કમીટ કરવા અથવા પાછો મોકલવા પાકો સબબ નથી ત્યારે તેને છોડી મુકવો.

૧ પણ જો તજવીજ ઉપરથી પોતાનેજ એ કામ ચલાવી ઇનસાફ કરવાને અખત્યાર છે એમ માલુમ પડે તો બાબ ૧૬-૧૭-૧૮ મુજબ કામ ચલાવવું.

૧ આવા કામમાં ફરીયાદ કરનારની ગેરહાજરીથી કેદીને છોડી સકાશે નહી.

૧ ફરીઆદી તરફના સાક્ષીઓનાં નામ લખી આપ્યાં હશે તેની સાક્ષી લીધા વિના કેદીને છોડી શકાસે નહી.

૧ છોડી મુકવાની વાત ગુનો સાબીત નહી થવાથી છોડી મુકવા સમાન નથી.

૧ છોડી મૂકવાના સબબથી તેજ ગુના બાબત ફરીથી ફરીયાદીનું કામ ચલાવતાં કાંઇ હરકત નથી.

૧ સેસન અથવા હાઇકોરટમાં કમીટ કરના લાયક પુરાવ હશે, તો માજીસ્ટ્રેટે ગુનેગારને કમીટ કરવો.

૧ રાણીની વીલાયતી રઇયતે એવો કોઇ ગુનો કરયો હોય, કે તેનો ઇનસાફ હાઇકોરટથીજ થાય અને એ ગુનો કરવામાં તેવી રઇયત નહી એવો કોઇ માણસ સામીલ હોય અથવા બંનેએ મળી ગુનો કરયો હોય અને તેમને કમીટ કરવા હોય, તો સેશનમાં નહી કરતાં હાઇ કોરટમાં કરવા.

૧ અધિકારવાળા માજીસ્ટ્રેટે કમીટનો હુકમ કર્યો હશે, તે વાત હાઇકોરટજ રદ કરી શકસે.

૧ કમીટીના માજીસ્ટ્રેટે તોહમતનામું તઇયાર કરવું.

૧ તે તોહમતનામું તથા પ્રથમ ચોકશીના કાગળો જે કોરટમાં કમીટ કરયો હોય ત્યાંહાં મોકલવા.

૧ તોહમતનામાની એક નકલ સરકાર તરફથી ફરીયાદીનું કામ ચલાવા નીમેલા અધિકારીને મોકલવી.

૧ મુંદાનો માલ ઇનસાફ કરનારી કોરટ પાશે મોકલવો.

૧ હાઇકોરટમાં કમીટ કરયો હોય, ત્યારે ઉપર કહેલું દફતર અને મુદ્દાનો માલ કલાર્ક ઓફ ધી કાઉન પાસે મોકલવો દફતર ઇંગ્રેજીમાં જોઇએ.

૧ તોહમતવાળાને તોહમતનામું વાંચી સંભળાવવું અને માગે તો એક નકલ તેને આપવી.

૧ ઇનસાફ વખતે જે સાહેદીઓ લેવરાવવી હોય તેના ટીપ માજીસ્ટ્રેટને તોહમતવાળે આપવી.

૧ જે શાહેદીઓના ટીપ આપી હોય તેમાંથી ચોકશીમાં તેમની સાક્ષિ લેવા માજીસ્ટ્રેટ સમન કરી શકેછે.

૧ સમન કરચો હોય તો તેઓની શાહેદી લેવામાં આવે, તાહાં સુધી તોમતવાળા શખસને કમીટ કરચો એવું સમજવું નહી.

૧ માજીસ્ટ્રેટની નજરમા આવે તો પાછલથી કોઈ વખતે શાહેદીની ટીપ આપવા તોહોમતવાળાને ક. ૩૫૯ના ઠરાવ પ્રમાણે પરવાનગી આપી શકે (સંશયને પ્રસંગે એ શાહેદીની જુબાની લેવી જોઇએ ને માજીસ્ટ્રેટના કહેવો હોય ને તોમતવાળો ખરચ આપે તો તે શાહેદી લેવાય.)

૧ ચોકશી પુરી થઈ રહ્યા પછી અને ઇન્સાફ થતાં પહેલાં તોહોમતવાળો બરાબર વખતસર માગે તો જુબાનીઓની નકલો આપવી.

૧ મફત આપવા યોગ્ય કારણ ન હોય તો ખરચ લેઈ આપવી.

૧ જ્યારે કમીટ કરવામાં આવે ત્યારે ફરીયાદીનું કામ ચલાવવા સરકાર તરફથી જે અધિકારી નીમાયો હોય તેને એક તોમતનામાની મતલબનો હુકમ લખી માજીસ્ટ્રેટે મોકલવો. તેમાં કમીટ કરચાની હકીકતના ગુનાનો મતલબ આપવો જોઇએ.

૧ એવા કામ સારૂ સરકારી વકીલ નહી હોય તેવા માણસને પણ કામ ચલાવવા માજીસ્ટ્રેટ નીમી શકે છે.

## સમનના મુકદમામાં માજીસ્ટ્રેટે ઇન્સાફ કરવા બાબત.

સમનનો મુકદમો એટલે એકસો દંડ અથવા છ મહિના

સુધી કેદ.

એવા મુકદમામાં ઇનસાફનું કામ ચલાવવાની રીત.

૧ ફરીઆદી ઉપર રીતસર તોહમત મુકવા જરૂર નથી.

૧ ફરીયાદીની ફરીયાદ ઉપરથી સમન કાઢવો.

૧ એ સમન તોહમતવાળાને ગુનાની નોટીસ બરાબર છે.

૧ ફરીઆદ અગર સગન ગમેતે પ્રકારનો હોય તોપણ જે વાતો-થી ગુનો સાબીત થયો હોય. તે વાતોથી તે માણસની ઉપર સાબીતી કોરટ ઠરાવી શકે છે.

૧ નોટીસમાં ખામી હોય અને તેથી ચાલેલું કામ અવહારોપયોગી નથી એમ સમજવું નહી પણ એ સાખાસીને લીધે તોમતવાળો સંપસપોતાનો જવાબ દેવાને ઉલટું સમજ્યોછે કે કેમ. અને જવાબ દેવાનું કામ શી રીતે ચલાવ્યું છે તે ઉપર કોરટે નજર રાખવી.

૧ તોમતવાળાને હાજર કરવામાં આવે અથવા ખુશીથી હાજર થાય તો તેનો જબાન અથવા મુચરકો લખાવી લેઈને છુટો કરવો.

૧ જામીન ન આપે તો કેદ રાખવો.

૧ તોમતવાળાને હાજર થવાને જે દિવસ મુકરર કર્યો હોય તે દિવસે ફરીઆદ કરનાર હાજર ન થાય તો ફરીઆદ કાઢી નાખવી.

૧ પણ કારણસર મુદતમો મુલતવી રાખવો યોગ્ય જણાય, તો કોરટ રાખી શકે.

૧ ઠરાવેલી મુદતે બંને પક્ષકાર હાજર થાય એટલે તોમતવાળાને ફરીઆદની મતલબ કહી સંભળાવવી.

૧ તોમતવાળો કહેલી વાત કબુલ કરે, તો ગુનો સાબીત થયાનો ઠરાવ કરવો.

૧ વાત કબુલ ન કરે, તો ફરીઆદી તથા ફરીઆદ કરનાર તરફના સાક્ષિની જુબાની લેવી. અને તોમતવાળો સાક્ષિની તથા જે જે સાહેદો ગુજારે તે સાહેદની વાત પણ સાંભળવી.

૧ યોગ્ય કારણસર ફરીઆદીનું કામ મુલતવી રાખી શકાય.

૧ જે દિવસપર ફરીઆદ સાંભળવાનું મુલતવી રાખ્યું હોય તે દીવસે તોમતવાળો હાજર ન થાય તો વારંટ કરવું.

૧ ફરીઆદી હાજર ન થાય તો ફરીઆદી કાઢી નાખવી-

૧ જે કામમાં માહજીસ્ટ્રેટ ફરીઆદી નજીવી અથવા તરદી આપ-

વા લાયક ગણી કાઢી નાખે, તો તે કામમાં પોતાની ખુશીમાં આવે તો રૂ૫૦) સુધી જેટલી રકમ વાજબી જણાય, તેટલી રકમ તોગતવાળાને અપાવે.

૧ તોમતવાળો એકથી વધારે હોય તો દરેકને અપાવી શકે.

૧ ફરીઆદી કાઢી નાખવાના હુકમમાં પણ એ પ્રમાણે કરમાવી શકે.

૧ નુકશાનીનો અવેજ ડીસ્ટ્રીકમાજીસ્ટ્રેટની હકુમતમાં તે ફરીઆદ કરનારની જંગમ મીલકત જડે તે જપત કરી વેચી વસુલ કરવો.

૧ બીજા ડીસ્ટ્રીકટમાં મીલકત હોય, તો તે ડીસ્ટ્રીકના માજીસ્ટ્રેટની વારંટપર સહી જોઇએ.

૧ જરીયો વસુલ ન થાય તો ફરીઆદ કરનારને ત્રીસ દિવસ તુરંગમાં રાખવો.

૧ તે દરમ્યાન બદલાની રકમ ભરે તો છોડી દેવો.

૧ યોગ્ય કારણની માજીસ્ટ્રેટે ફરીઆદી કાઢીલેવાની રજા આપવી.

૧ આવી રીતે ફરીઆદ કાઢી લીધી હશે તે ફરીથી સાંભળવામાં નહી આવે.

૧ આ બાબ મુજબ તકશીરવાર જેવો ગુનો ઠરાવો હોય, તો ઠરાવ દફતરમાં લખવો.

૧ ગુનો સાબીત થાય તો શિક્ષાનો હુકમ કરવો.

૧ એકલા દંડની સજા કરી હોય, તો તેના મુખત્યારને સંભળાવી શકાય.

૧ પણ કેદની સજા સાંભળવાને તકસીરદાર પંડે હાજર જોઇએ.

આ બાબ પ્રમાણે ફરીયાદી કાઢી નાખવાનું ફળ.

૧ ફરીઆદ કાઢી નાખવામાં આવે તો તોમતવાળા માણસે ગુનો કર્યો નથી એવો ઠરાવ કરયા પ્રમાણે છે.

૧ આ બાબ પ્રમાણે ફરીઆદ કહાડી નાખવી નહી પણ છમહી-નાની કેદ અથવા એકસો દંડના શિક્ષા હોય તેવા કામમાંજ કહાડી નાખી શકાય.

વારંટનો મુકદમો એટલે છમહિના ઉપરાંત શજા થઈ

શકે તેવાં કામ.

એવા મુકદમામાં માજીસ્ટ્રેટે નીચે લખ્યા પ્રમાણે કામ ચલાવવું.

૧ ફરીયાદ કરનાર તથા તેના શાહેદોની જુબાનીલેવી. ક.(૧૯૦)

૧ તે જુબાનીઓ તોમતવાળા સખશની રૂબરૂ લેવી (ક. ૧૯૧)

૧ એવે વખતે તોમતવાળો સખસ આડા અવળા સવાલ પુછી શકેછે.

૧ જમે તે સખસને સમન કરી એ કામમાં જરૂર દેખાય, તો માજીસ્ટ્રેટ સાક્ષી લેઈ શકે. (ક. ૧૧૨)

૧ તોમતવાળાની જુબાની લેવી. ક. (૧૯૩)

૧ વખતે વખતે ઓકશી મુલતવી રાખવી. (ક. ૧૯૪)

૧ ફરિયાદ કરનાર તથા તેની સાહેદીની સાહદી તથા જરૂર જ-ણાય તેવી તોમતવાળાને પુછ પરછ કરી જો ગુનો સાબીત ન થતો હોય તો તેને છોડી મુકે.

૧ કાયદેસર ગુનો માંડી વળાતો ન હોય અને ગુનો સાબીત થાય તેવો પુરાવ દેખાય, તો ફરિયાદીની ગેર હાજરી એ ગુનેગારને છોડી મુકવા પાકો સબબ નથી.

૧ છોડી મુકવાની વાત ગુનો નહી સાબીત થયાથી છોડી મુક-વા સમાન નથી.

૧ છોડી મુકયાથી તે ગુના બાબત ફરીથી કામ ચલાવવાને હ-રકત નથી.

૧ ફરિયાદી તરફથી સાહેદીના નામ આપ્યાં હોય તે લોધા શી-

વાય છોડી મુકવા હુકમ થઈ શકે નહી.

૧ ગુનો સાબીત થવા જેવું જણાય, તો તોમતનામું તૈયાર કરવું.

૧ તોમતનામું તૈયાર કરવામાં કસુર કરે તેથી ઇન્સાફ બરોબર થયો નથી એવું બન્યું નથી એમ અપીલ કોરટ અથવા તપાશની કોરટનો મત હશે, તોપણ કસુર કરવાના સબબથી ઇન્સાફ બ્યવહાર ઉપીયોગી નથી એમ ન સમજવું.

૧ પણ કદી એવું બન્યું હોય, તો જે વાત બાબત તોમતનાંમુ તૈયાર કરવાની જરૂર હતી ત્યાંથી ફરીથી ઇન્સાફ કરવાનો કોરટે હુકમ કરવો જોઇએ.

૧ તોમતનામું તૈયાર કરી કેદીને વાંચી સંભળાવી ગુના સંબંધી પુછવું કે તું તકશીરવાર છે કે તારે કાંઇ જવાબ કરવાનો છે.

૧ તોમતવાળો જવાબ આપે તો લેવો.

૧ તેને શાહેદી રજુ કરવા ફરમાવવું.

૧ અને ફરિયાદીના સાક્ષિને ફરીથી બોલાવી તેને આડા અવળા સવાલ પુછવા દેવા.

૧ તોમતવાળો કાંઈ લખી આપે, તો તે દફતરે દાખલ કરવા માજીસ્ટ્રેટ મુખત્યાર છે, પણ તે પ્રમાણે તેણે કરવુંજ જોઇએ એમ નથી.

૧ તોમતવાળો પોતા તરફથી જે શાક્ષિઓનાં નામ લે તેને સમન કરવા અને ત્યાંહાં સુધી તજવીજ મુલતવી રાખવી.

૧ પછી તોમતવાળો બિગુના ઠરે, તો ઠરાવ દફતરમાં લખવો.

૧ જો ગુનેગાર ઠરે, તો શિક્ષાનો હુકમ કરવો.

૧ તોમતનામું તૈયાર કરયા પછી કેદીએ ગુનો કરયો નથી અથવા તેના ઉપર ગુનો સાબીત થયો એમ ઠરાવવું જોઇએ.

૧ તોમતનામું તૈયાર ન કરવામાં આવે તો ક. ૨૧૬ નાં પહેલા ખુલાસામાં બતાવેલાં પ્રસંગ સિવાય ગુનો કરયો નથી અથવા ગુનો

સાબીત થયો એવો ઠરાવ કરાશે નહી.

૧ ઇન્સાફનું કામ સરૂ કરયા પછી પોતાનો અખત્યાર નથી એ-મ માલુમ પડે તો.

૧ જો તે કામનો ચુકાદો સેશન કે હાઇકોરટથી થાય તેમ હોય, તો તેણે આગળ કામ ચલાવવું બંધ રાખવું.

૧ અને કમીટ કરવાનો અધિકાર પોતાને હોય, તો ગુનેગારને ઇ-ન્સાફ સારૂ કમીટ કરવો.

૧ અગર પોતાને તેવો અધિકાર ન હોય તો તેણે પોતે જે મા-જીસ્ટેરના હાથ નીચે હોય તેને તે મુકદમો મોકલવો.

૧ અગર ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ, બીજા કોઈ કમીટીંગ માજીસ્ટ્રેટ પા-સે મોકલવા ફરમાવે તો ત્યાંહાં મોકલવો.

## સંક્ષેપ રીતે ઇન્સાફ કરવા બાબત.

ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ નીચે લખેલા ગુનાનો સંક્ષેપ રીતે ઇન્સાફ કરી શકે છે.

૧ જે ગુનાની શિક્ષા એકસો દંડ અથવા ૬ મહિના સુધીની કે-દ અથવા બંને ઠરાવેલી હોય તેવા ગુના.(૧૪૮ ક્રી. પ્રો.)

૧ ખોટા માપ તથા તોલ સંબંધી ગુના (ક્રી. કો. ક. ૨૬૪-૨૬૫-૨૬૬,

૧ વ્યથા (ક્રી. કો. કા. ની. ક. ૩૨૩)

૧ પચાસ રૂપીઆ ઉપર માલની કીમત નહી હોય એવી ચોરી (ક. ૩૭૯-૩૮૦-૩૮૧)

૧ ચોરીના મિલકત લેવી. ક. ૪૧૭)

૧ બીગાડ. (ક. ૪૧૧)

૧ ઘર પ્રવેશ. (ક. ૪૪૮)

૧ સામાધ ભગાડી (ક. ૫૦૪-૫૦૫)

૧ ઉપરના ગુનાગાં મદદ કોશીશ. (કોશીશ ગુનો થતો હોય તો)

૧ આવો અખિકાર પેહેલા વર્ગના માજીસ્ત્રેટને સ્થાનીક સરકાર આપી શકે.

૧ પહેલા વરગનો અખિકાર જે માજીસ્ત્રેટની બેંચને હોય તેને આવો અખિકાર સ્થાનીક સરકાર આપી શકે.

૧ માજીસ્ત્રેટની બેંચને બીજા કે ત્રીજા વર્ગનો અખિકાર હોય, તો સંક્ષેપ રીતે ફેંસલો કરવા નીચેનો અખિકાર સ્થાનીક સરકાર આપી શકે.

૧ સાર્વજનીક જુશ અથવા જળાશયનું પાણી મેલું કરવું. ક. ૨૭૭)

૧ હવાને તનદુરસ્તીગાં બગાડ કરે એવી કરવી. (ક. ૨૭૮)

૧ સરીયામ રસ્તા ઉપર બે ફીકરાઈથી હાંકવું, સ્વારી કરવી એવી રીતે, કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે. (૨૭૯)

૧ અસ્ત અથવા શીઘ્ર જવાળા ગ્રહી પદાર્થ સંબંધી એવું કામ કરવું કે જેથી માણસની જીંદગી જોખમગાં રહે. (ક. ૨૮૫)

૧ અવાજ સાથે ફુટે એવા પદાર્થ સંબંધી એવું કામ કરવું. (ક. ૨૮૬)

૧ જે શખસના કબજામાં જાનવર હોય તે સબબ તે જાનવરથી કોઈને બધા કુ મહાબધા થાય નહી એમ રાખવામાં કસુર કરે (ક. ૨૮૯)

૧ લોકાપકારક કૃત્ય કરવું. (ક. ૨૯૦)

૧ બીભીસ્ત પુસ્તક વિગરેનું વેચાણ (ક. ૨૯૨)

૧ વેચવા અથવા દેખાડવા બીભીસ્ત પુસ્તક કબજામાં રાખવું.

૧ બીભીસ્ત ગીતો લોટરીની આફીસ કાઢવી લોરટી. બાબત ઠરાવ પ્રસિધ કરવા. (૯૨૪)

૧ બુધ્ધિ પૂર્વક બધા. (ક. ૩૨૩)

૧ ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન કરનાર સિવાય બીજાને બ-

થા કરવાનો ઇરાદો નહી છતાં બુદ્ધિપૂર્વક વ્યથા (ક. ૩૩૪)

૧ જે કામથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાં આવે તે કામ કરવું. (ક. ૩૩૬)

૧ ગેર આજબી અટકાવ. (૩૪૧)

૧ આક્રાષ બળ તથા હુમલો. (૩૪૯)

૧ ભારે ક્રોધ ઉત્પન્ન નહી કરયા છતાં કોઇ ઉપર બળ વાપરવું અથવા હુમલો કરવો. (૩૫૨)

૧ બીગાડ. (૪૨૬)

૧ આક્રાષ પ્રવેશ. (૪૪૭)

૧ મ્યુનસીપાલ આકટમાં ઠરાવેલા ગુના અને પોલીસ આકટમાં ઠરાવેલા ગુના કે જેને માટે દંડના કે એક મહિના સુધી કેદ કરવાનો અખત્યાર છે તેવા ગુના.

## સંક્ષેપ રીતે કામ ચલાવવાની રીત.

૧ સમનના મુકદમા હોય, તો તે પ્રમાણે અને વારંટના મુકદમા હોય, તો તે પ્રમાણે કામ ચલાવવું.

૧ પણ આ આકટમાં અપવાદ હોય, તો તે વખત તેમ ચાલવું.

૧ જે મુકદમામાં અપીલ ચાલતી ન હોય ત્યારે તેનું દફતર નીચે બતાવેલી રીતે રાખવુ.

૧ રીતસર જુબાની, કે તોહમતનામું કરવાની જરૂર નથી,

૧ માત્ર એક રજીસ્ટર રાખવું અને તેમાં તે વિગત સંક્ષેપ રીતે ઇન્સાફ કરનારે દાખલ કરવી.

૧ અનુક્રમ નંબર.

૧ ગુનો થયાની તથા રીપોર્ટ અથવા ફરીઆદીની તારીખ.

૧ ફરીયાદીનું નામ.

૧ તોગતવાળાનું નામ તથા વર્ણન.

૧ જે ગુનાની ફરીઆદી થઇ અથવા સાબીતી થઇ તે ગુનો.

૧ કેદીનો જવાબ.

૧ જે ગુના બાબત ઠરાવ તથા ગુનો સાબીત થયો હોય, તો મુખતેસાર મજકુર.

૧ શિક્ષાનો હુકમ.

૧ ચાલેલું કામ જે તારીખે પુરૂં થયું તે તારીખ.

૧ ઉપર પ્રમાણે કામ ચલાવનાર માજીસ્ત્રેટ અથવા બેંચ ત્રણ મહિના કરતાં વતી કેદ, બસો રૂપીઆ કરતાં વતો દંડ કરે ત્યારે અથવા જે માજીસ્ત્રેટની બેંચને ક. (૨૨૫) પ્રમાણે અખિકાર હોય તે બેંચ કોઇ સબબસર ઉપર ગુનાની સાબીતીનો ઠરાવ કરે ત્યારે શિક્ષાનો હુકમ કરતાં પહેલાં.-

૧ ફેંસલો દફતરમાં દાખલ કરવો તથા સાક્ષિ પુરાવનો સાર દાખલ કરવો.

૧ અને રજીસ્ટરમાં વિગત પણ દાખલ કરવી.

૧ એ સઘળું મુખ્ય અખિકારીએ ઈંગ્રેજીમાં અગર ડીસ્ટ્રીકની ભાષામાં લખવું અને પોતાની ભાષામાં લખવા મરજી હોય, તો ડી-ક કોરટની મંજુરી લેવી.

૧ જો સ્થાનીક સરકાર અખત્યાર આપે, તો તે બેંચ એક કલાર્ક રાખી તેના પાસે દફતર લખાવે અને જે મેમ્બરો કામ ચલાવવા હાજર હોય તે તે ઉપર સહી કરે.

### સેશન કોરટે ઈનસાફ કરવા બાબત.

૧ સેશન કોરટને તીરસ્કારના અને ખોટા દસ્તાવેજ પુરાવ વીરૂધના ગુના જે પોતા રૂબરૂ બન્યા હોય તે શિવાય બીજા ગુનાની પ્રથમારંભની તજવીજ કરવાનો અખત્યાર નથી.

૧ તે કોરટે પોતાને ત્યાંહાંજ જે કામ કમીટ થાય તેનો ઈનસા-

ફ કરવો.

૧ શેશન કોરટમાં બે અથવા વધારે આશેસરની મદદ અથવા જ્યુરીથી ઇન્સાફનું કામ ચલાવવું.

૧ શેશન કોરટ સઘળા ગુનાઓનો અથવા અમુક વરગના ગુનાઓનો ઇન્સાફ જ્યુરીથી કરવો એવો હુકમ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને સ્થાંનીક સરકાર મુખ્યત્યાર છે.

૧ એવો જે હુકમ કરવામાં આવે તે ગેજીટમાં અથવા બીજી રીતે છપાવી પ્રગટ કરવા.

૧ જ્યુરીથી કરવાનો ઇન્સાફ આશેસરથી, અને આશેસરોથી કરવાનો ઇન્સાફ જ્યુરીથી કરચો તેણે કરી ચાલેલું કામ બીનહાર ઉપયોગી નથી.

૧ પણ જ્યુરીથી કરવાનો ઇન્સાફ આશેસરે કરચો હોય; તેમાં કોરટ દફતરમાં ઠરાવ બન્યે તે અગાઉ કોઈ હરકત ન લે, તો તે પચેલો ઇન્સાફ બ્યવહારોપ્યોગી છે.

યુરોપીઅન અને અમેરીકનનો ઇન્સાફ કરવા સારૂ જ્યુરી.

૧ રાણીની વિલાયતી રઇયત ન હોય એવો કોઈ યુરોપીયન અમેરીકન હશે તો.

૧ અથવા તોમતવાળા સખ્સોમાંનો એકાદ એવો હશે, તો તે કામનો ઇન્સાફ જ્યુરીથી કરવો.

૧ તેવે પ્રસંગે તેની ઇછા હોય, તો યુરોપીયન અમેરીકન મળી શકેથી જ્યુરીનાં મેંમ્બરોમાં તેઓની અરધો અરધ સંખ્યા લેવી (પછી તે યુરોપીયન અમેરીકન રાણીની વિલાયતી રઇયત હોય, કે નહી તોપણ)

૧ પણ જે ડિસ્ત્રીકમાં સઘળા ગુનાનો ઇન્સાફ અથવા અમુક વરગના ગુનાનો ઇન્સાફ જ્યુરીથી નહી કરવો એમ સ્થાંનીક સરકારે

ઠરાવ્યું હશે તે વર્ગના ગુનામાં વગર જ્યુરીએ ઇનસાફ કરવાનું કબુલ કરવા તે યુરોપીયન અમેરીકન મુખત્યાર છે.

શેશન કોરટમાં ફરીયાદીનું કામ કોણે ચલાવવું.

૧ પબ્લીક પ્રાસીક્યુટર, સરકારી વકીલ અથવા ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ જેને અખિતાર આપે તે શખસ.

૧ જ્યુરીમાં ત્રણથી કમી અને નવથી વધારે માણસ ન જોઇએ પણ સ્થાનીક સરકારે અમુક ગુનાનો ઇનસાફ આટલા માણસની જ્યુરીથી કરવો અથવા આખી ડીસ્ટ્રીકમાં આટલા માણસની જ્યુરી કરવી એવું સામાન્ય હુકમ ફરમાવ્યો હોય તો તે પ્રમાણે.

શેશન કોરટમાં કામ ચલાવવાની રીત.

૧ તોહમતવાળાને કોરટની આગળ હાજર કરી તોહમત વાંચી સંભળાવી પુછવું કે તુ ગુનો કબુલ કરેછે કે તજવીજ થવા માગેછે.

૧ જો કબુલ કરે તો જવાબ દફતરમાં લખવો ને તે ઉપરથી ગુનો ઠરાવવો.

૧ તજવીજ કરવા કહેતો ઇનસાફ કરવા માંડવો.

૧ તે ઇનસાફ આશેસરની મદદથી કરવાનો હોય, તો સમન કરેલા આશેશરમાંથી બે અથવા વધારે સખસો જાતે પસંદ કરવા.

૧ જ્યુરીથી ઇનસાફ કરવાનો હોય, તો સમન મુજબ હાજર થયેલા જ્યુરરમાંથી ચીઠી કાઢી પસંદ કરવા.

૧ તોહમતવાળો યુરોપીયન, અમેરીકન ન હોય, તોપણ તેની મરજી હોય તો અડધી સંખ્યા જ્યુરરમાંથી યુરોપીઅન અમેરીકન ન હોય તેવા માણસની લેવી.

૧ યુરોપીઅન અમેરીકને બીજી કોમનાની સાથે મળી ગુનો કર્યો હોય તે કામમાં તેની મરજી જ્યુરીમાં ગડધો અડધ યુરોપીઅન

અમેરીકન લોકો અને તેવી જ્યુરી પાસે ગાશે ઈન્સાફ થવો, તો બીજી જાતના માણસની ઈચ્છા હશે તો તેનો જુદો ઇન્સાફ થશે.

૧ જ્યુરર પસંદ થતો જાય તેમ દરેકનાં નામ પોકારવાં.

૧ તે હાજર થાય કે તોમતવાળાને પુછવું, કે આ જ્યુરરથી તારો ઇન્સાફ થવામાં તને કાંઈ હરકત છે.

૧ તે વખતે તોમતવાળો સખસ, ફરીઆદી, પબલીક પ્રાસીક્યુટર, ફરીઆદીનું કામ ચલાવનાર બીજો માણસ એ સઘળા જ્યુરર બાબત હરકત કરવા મુખત્યાર છે.

૧ પણ હરતકમાં કારણ જાહેર કરવું.

૧ આ ઉપરથી કોરટ જે ઠરાવ કરે તે છેવટનો ગણાશે.

૧ જો હરકત મંજુર કરવામાં આવે, તો હાજર થએલામાંથી એજ રીતે બીજો જ્યુરર બોલાવવો.

૧ હાજર થએલામાં એવો કોઈ સખસ હાજર ન હોય, તો જ્યુરરની ટીપમાં જેનું નામ છે એવો સખસ કોરટમાં હાજર હોય તેને અથવા જ્યુરર કરવાને લાયકનો જે સખસ કોરટમાં હાજર હોય તેને જ્યુરર ઠરાવવો.

૧ જ્યુરર બાબતમાં નીચે પ્રમાણે હરકત લેઈ શકાય.

૧ જ્યુરરને અયોગ્યતાનું કારણ છે.

૧ તોમતવાળા અથવા ફરીઆદી સાથે તેને સગપણ અથવા બીજી રીતનો સંબંધ છે.

૧ તેઓમાં તે ચાકર છે અથવા તેના સગામાં ચાકર છે.

૨ અથવા દીવાની કોટમાં તે પક્ષકાર છે.

૧ અથવા તેમની સામાં ફોજદારીમાં ફરીઆદી કે તોમતવાળા છે.

૧ જ્યુરરથી પક્ષપાત થશે એવી કોરટની ખાત્રી થાય તેવી બીના.

૧ જે ભાશામાં સાહેદી લેવાય તે ભાશા સમજતો નથી.

૧ જ્યુરીમાં જેટલાં જોઈએ તેટલાં માણસ પુરાં થાય એટલે તે-

ઓએ પોતામાં એક મુખ્ય ઠરાવવો.

૧ એ મુખ્યનું કામ જ્યુરીના ઉપરીપણાનું તથા જ્યુરીનો ઠરાવ કોરટને કહી સંભળાવવાનું છે તથા જોઇતો ખુલાસો કોરટ પાંસેથી લેવાનું છે.

૧ જ્યુરીમાંથી મુખ્ય ઠરાવવા બાબત એક વિચાર ન થાય, તો કોરટે મુખ્ય ઠરાવવો.

૧ પછી શાહેદીની જુબાની કાયદાસર લેવી. ક્રાસ ઇન્ક્રાસ કરવા અને ફરીથી જુબાની લેવી.

૧ કમીટીંગ માજીસ્ત્રેટની પાસે તોમતવાળાએ આપેલી જુબાની ઇન્સાફની વખતે પુરાવમાં આપવી.

૧ શાહેદ સેશન કોરટ અથવા હાઇ કોરટ આગળ રજુ કરવામાં આવે, ત્યારે કમીટીંગ માજીસ્ત્રેટ પાસે તેણે આપેલી સાક્ષિ તોગતવાળા રૂબરૂ યોગ્ય રીતે લીધી હોય તો પછી તે સખસ હાલની જુબાનીમાં કાંઇ ફેરફારવાળું બોલે, તો પણ આગલી જુબાની ઉપરથી કોરટ હવાલો આપી શકે અને તેજ જુબાનીથી ફેંસલો આપે.

૧ પણ ગેરહાજર સાક્ષીની જુબાની ઉપરથી હવાલો આપી શકાશે નહી. પણ જેકોરટમાં તેવી બાબત. ઉપર પ્રસંગે હવાલો આપવાનું બન્યું હશે તે પ્રસંગે હરકત નથી.

૧ ઇન્સાફ થતો હોય ત્યારે કોઇ પણ પ્રસંગે તોગતવાને વખતે વખત સવાલ કોરટ પુછી શકે.

એવા સવાલ ફરીઆદી તરફનું કામ ચલાવનારની તરફના સાક્ષિયો લેવાઇ રહ્યા પછી અને તોમતવાળા સખસને જવાબ કરવાનું ફરમાવ્યા પહેલાં તે મુકદમા બાબત કોરટે તેને સવાલ પુછવા.

૧ ફરીઆદી તરફનું કામ ચાલી રહ્યા પછી તોમતવાળાની જુબાની લેવી.

૧ પછી તેને કોઇ સાક્ષી બોલાવવાના હોય, તો પુછવું

૧ જો સાહેદી બોલાવવા ના કહે તો ફરીયાદીનું કામ ચલાવનાર પોતાની તરફના મજકુરનો સાર કહી સંભળાવે.

૧ પછી આગળ કામ ચલાવવાનું કારણ નથી એમ કોરટની નજરમાં આવશે તો.

૧ આસેસરોથી જે ગુનાનો ઇનસાફ કરવો હશે તે કામમાં તોહમતવાળે ગુનો કર્યો નથી એવો ઠરાવ કોરટ દફતરમાં લખશે.

૧ જ્યુરીથી ઇનસાફ કરવો હશે, તો એવો ઠરાવ જ્યુરીને કહેવાને કોરટને અખત્યાર છે.

૧ પણ કામ આગળ ચલાવવાનું નજરમાં આવે, તો સાહેદી રજુ કરવા ફરમાવવું.

૧ સાક્ષિયો રજુ થાય એટલે તોહમતવાળા તરફથી તેઓને તપાસે.

૧ અને જુબાની પુરી થઈ રહ્યા પછી પોતાની તરફનાં મજકુરનો સારાંશ કહે.

૧ તોહમતવાળા તરફથી કાંઈ પુરાવ રજુ કરવામાં આવે તેનો ફરીયાદી તરફથી પ્રત્યુતર આપવાનો હક છે.

૧ કામ ચાલતાં કોરટની નજરમાં ગુનાવાળી જગા જ્યુરી, કે આસેસરોએ નજરે જોવી ત્યારે કોરટના એક અમલદારના હવાલામાં તેમને જગા જોવા મોકલવા.

૧ તે અમલદારે માંહોમાંહે વાત ચીત કરવા ન દેવી તેમ બીજી પક્ષીનો વ્યવહાર ચલાવવા ન દેવો.

૧ જોવાનું કામ પુરૂ થઈ રહે કોરટમાં લાવવા.

૧ જ્યુરરમાંથી કોઈપણ વખત કામ ચાલવાની શરૂવાતથી તે તેની આખર સુધી પાકા કારણથી હાજર ન થઈ શકાય, તો બીજો જ્યુરર લેવો અને કામ નવેસર ચલાવવું.

૧ તોહમતવાળા તરફનું કામ પુરૂં થઈ રહે અને ફરીયાદી તરફથી પ્રતિઉત્તર અપાઈ રહે ત્યાર બાદ કોરટે આસેસરોને મત પુછી

દફતરમાં લખવો.

૧ જ્યુરીથી ઈન્સાફ થતો હોય તો બંને તરફના પુરાવનો સાર જ્યુરીને કહી સંભળાવવો અને જે કાયદા પ્રમાણે જ્યુરીને ચાલવાનું હોય તે કાયદા કહી સંભળાવી મુકદમાનું વાખ્યાન જ્યુરીને કહી સંભળાવવું.

૧ જ્યુરીને સુચનાર્થે જડજે કહ્યું હોય તે દફતરમાં લખી રાખવું.

૧ કાયદા અને પુરાવ સંબંધી તથા સવાલ પુછવા લાયક છે, કે નહી તે સંબંધી ફડચો કરવાનું કામ જડજનું છે.

૧ પુરાવમાં જે દસ્તાવેજ આવ્યા હોય તેનો અરથ કરવો એ જડજનું કામ છે.

૧ કોઈ મુકરર વાતનો પુરાવો આપવા સારૂ જે બનેલી વાતો સાબીત કરવાની જરૂર હોય તે સઘળી વાતોનો ફેંસલો જડજે કરવો.

૧ કોઈ તકરાર પડે તેનો નીકાલ પોતે કરવો કે જ્યુરીએ કરવો તે ઠરાવવું એ જડજનું કામ છે અને એ વાત બાબત ફેંસલો કરશે તે આખરનો સમજશે.

૧ શાહેદી પુરાવનો સાર કહી સંભળાવતી વખતે કાયદાની બાબત આપવા આસલા કામની સાથે બનેલી વાતનો સંબંધ હોય તે બાબત તકરાર હશે તેમા પોતાનો સ્વઅભીપ્રાય જડજ જ્યુરીને કહેવાને મુખત્યાર છે.

## જ્યુરીનું કામ.

૧ બનેલી વાતની કઈ સાબત ખરી છે તેનો નીશ્ચય કરી જડજના વાખ્યાન પ્રમાણે ઠરાવ કરી સંભળાવવો.

૧ પારીભાશીક સંગ્ના તથા શબ્દનો અરથ ઠરાવવો.

૧ જે તકરારી બનેલી વાતો બાબતની છે એવું ફોજદારી કોઈ પણ કાયદા પ્રમાણે ઠરાવ્યું હોય તે સઘળી તકરારનો ફેંસલો કરવો.

૧ સામાન્ય સાધમ વાક્યો કયા કયા પ્રસંગને લાગુ છે તે ઠરા-

વવું.

૧ પણ એવા વાકયોનો કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સા-થે સંબંધ હોય, તો એ પ્રસંગે જડજે અરથ કરવો.

૧ જયુરીવાળા અથવા આસેશર જે કામ ચાલેછે તેમા માહીત હોય, તો બીજા શાહેદીઓના રીતે તેના શાહદી લેઇ શકાય.

૧ પાકા કારણને લીધે આશેશરથી હાજર થવાનું નહી હોય, તો બીજા આસેશર કરી નવેશરથી કામ ચલાવવું.

૧ જયુરી કે આસેશરોથી ચાલતું હોઇ કામ જ્યારે જ્યારે મુલતવી રાખવામા આવે ત્યારે જે દિવસે તે કામ ચાલવાનું હોય તે દીવશે તે-ઓએ હાજર રહેવું એમ ફરમાવવું.

### ફેંસલો કરવા બાબત.

૧ આસેશરથી ઇનસાફ થતો હોય તેમા આસેશરનો મત લેઇ ગુ-નેગાર બેગુના કરે, તો છોડી દેવો ને ગુનેગાર કરે તો શિક્ષા કરવી.

૧ પણ કોરટે આસેશરનાજ અનુમત પ્રમાણે ચાલવું એમ જ-રૂર નથી.

૧ આસેશરે પોતાનો મત દરેક પોતાને મોઢે બતાવો ને જડજે તે દફતરમા લખવો.

### જયુરીથી ઇનસાફ થતો હોય તે કામમા.

૧ જયુરી ઠરાવ કરવા સારૂ કોરટમાંથી ઉઠી એકાંત જઇ શકે

૧ કોરટના અમલદારે જયુરી સાથે કોઇને વાત ચીત કે ચીઠી પત્ર ચલાવવા ન દેવી.

૧ જયુરીનો જે ઠરાવ હોય તે અગ્રસરે કોરટને કહેવો.

૧ જેટલાં તોહમત મુકયાં હોય તે સઘળાં તોહમત બાબત જયુરી-એ પોતાનો ઠરાવ કહી સંભળાવવો.

૧ અને કોરટ પોતાને જે શક પડે તેનો ખુલાસો જ્યુરીને સવાલ પુછી લેઈ શકે

૧ જ્યુરીનો મત જુદા જુદા હોય, તો પણ તેઓએ પોતાનો ઠરાવ કહેવો.

૧ જ્યુરીના એમતથી ગુનેગાર બીન તકસીર ઠરે, તો છોડી મુકવો ને કસુરવાર ઠરે તો સજા કરવી.

૧ જ્યુરી સાથે કોરટનો ઠરાવ એક મળતો ન થતો હોય તો ઇન્સાફની મતલબ પાર પાડવા સારૂ તે કામ હાઈ કોરટમાં મોકલવું જોઇએ, એમ કોરટની નજરમાં આવે તો મોકલવું.

૧ તેવે પ્રસંગે કેદીને કેદમાં મોકલવા તથા જામીન લેઇ છોડવા કોરટને અખિતાર છે.

૧ એ પ્રમાણે મોકલેલા કામની તજવીજ અપીલની પેરે હાઇકોર્ટે કરવી.

૧ પણ બનેલી વાત ઉપરથી ગુનો સાબીત થયાનો ઠરાવ તે કોરટ કરી શકશે.

૧ જો તેવો ઠરાવ કરે, તો શેશન કોરટ શિક્ષાનો હુકમ કરે—તેવો શિક્ષાનો હુકમ તે કોરટે કરવો.

તજવીજ મુલતવી રાખવા બાબત.

૧ દારબસર કોરટ વખતે વખત તજવીજ મુલતવી રાખી શકે.

તેની તેજ જ્યુરી કેટલા ઇન્સાફ એક પછી એક કરી શકે તેગત બાગેશરો.

૧ કોરટને યોગ્ય જણાય તેટલા કામોમાં.

અપીલ બાબત.

પહેલા વરગનો માજીસ્ટ્રેટ અથવા દીસ્ટ્રીક માજીસ્ટ્રેટ.

૧ બીજા, ત્રીજા વરગના માજીસ્ટ્રેટે શિક્ષાનો હુકમ કરયો હોય તે

ઉપર અપીલ સાંભળશે.

૧ પહેલા વરગના માજીસ્ટ્રેટને અપીલ સાંભળવા સ્થાનીક સરકારે અધિકાર નહી આપ્યો હોય, તો તેઓ અપીલ નહી સાંભળી શકે.

## ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટનો વિશેષ અખત્યાર.

૧ પહેલા વરગના માજીસ્ટ્રેટે કેદ જામીન છ મહિનાની મુદતના માગ્યા હશે તે ઉપર અપીલ સાંભળશે.

## અપીલ કોરટો.

૧ કોઈપણ કોરટમાં ક્રુરટના તીરસ્કાર સંબંધી ગુનામાં જેને શિક્ષા થઈ હોય તે સબબે તે કોરટની ઉપલી કોરટમાં કે જ્યાંહાં તેની અપીલો સંભળાય છે ત્યાંહાં અપીલ કરવી.

## શેશન કોરટ.

૧ સ્માલકાજ કોરટમાં એવા ગુના થયા હોય તેની અપીલ શેશનમાં ચાલે.

૧ પહેલા વરગના માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ ઉપરની અપીલ શેશન સાંભળશે.

૧ આસીસ્ટંટ શેશન જડજે ત્રણ વરસ કરતાં વતી શજા કરી નહી હોય તે કામમાં શેશનમાં અપીલ ચાલશે.

## હાઈકોરટ.

૧ ક. ૪૬ પ્રમાણે જે અમલદારોને અધિકાર મળ્યો હોય તે અમલદારે તેવા વિશેષ અધિકારથી શિક્ષાનો હુકમ કર્યો હોય તે બાબત હાઈકોરટમાં અપીલ.

૧ આસીસ્ટંટ જડજે કરેલી શિક્ષા ક. ૧૮ પ્રમાણે જડજે બહાલ રાખી હોય તો હાઈકોરટમાં અપીલ.

૧ શેશન જડજે શિક્ષાનો હુકમ કર્યો હોય, તો હાઇકોરટમાં અપીલ.

### શેશન જડજના ફેંસલા ઉપર કયારે અપીલ ચાલે.

૧ કાયદાની કોઈ વાત બાબત અથવા તે પ્રમાણે ફલાણી વાત બની કે નહી એવો સંશય હોય તો.

૧ જ્યુરીથી ઇન્સાફ થયો તેમાં ગુનો ઠરયો હોય, તો કાયદાનીજ બાબત.

### મોતની શિક્ષા બાબતમાં.

૧ તે માણસને અપીલ કરવી છે કે નહી તે પુછવું ?

૧ હા કહે તો સાત દીવસની મુદત આપવી.

૧ તેટલી મુદત લખાણ હાઇકોરટમાં મોકલવું બંધ રાખવું.

૧ એવી રીતે લખાણ મોકલવું કે અપીલ અને લખાણ સાથે પોચે.

૧ શિક્ષાનો હુકમ બજાવવાની ઢીલ ન કરવી એમ જડજને જણાય, તો તેણે હાઇકોરટને કારણો તાબડતોબ લખવાં.

૧ મંજુરી મંગાવવાના કામમાં સાત દીવશથી વધારે ઢીલ હાઇ કોરટે થવા દેવી નહી.

૧ કારણો લખાઇ આવેલાં પાકાંછે એમ નજરમાં આવે તો પછી અપીલ આવી હોય કે નહી તોપણ હાઇકોરટે ફેંસલો કરવો.

૧ આ ફેંસલો હાઇકોરટના બે અથવા વતા જડજે કરવો અને બંનેનો મત વીરૂધ પડે તો ત્રીજા જડજનો મત લેઇ બહુમતે ફેંસલો આપવો.

### સરકારને અપીલ કરવાનો અધિકાર.

૧ કોઇપણ ફોજદારી કોરટે કેદીને છોડી મુક્યો હશે તે કામમાં અપીલ કરવાનું પબલીક પ્રોસીક્યુટરને અથવા તે કામ સારૂ બીજો

અમલદાર નિમ્યો હોય તેને સ્થાનીક સરકાર ફરમાવી શકે પછી અ-પીલમાં છુટ્યો હોય કે અસલ કામમાં છુટ્યો હોય.

૧ એ અપીલ હાઈકોરટમાં ચાલશે.

૧ આવી અપીલો સરકાર સિવાય બીજા કોઈને કરવાની સતાનથી હાઈકોરટમાં એવી સરકાર તરફની અપીલ આવે ત્યારે શું કરવું.

૧ કાયદાના આધારથી પોતે ફેંસલો કરી શકે તેમ હોય તો ક-રવો.

૧ નહી તો બીજી કોરટ પાસે નવેસરથી ઈનસાફ થવા મોકલવી.

૧ સેશને, ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટે, અથવા ૧લાવરગના માજીસ્ટ્રેટ એક માસ કેદ અથવા પચાસ રૂપીઆ સુધી દંડ કરયો હશે તે ઉપર અથવા ફટકાની શીક્ષા કરી હશે તે ઉપર.

૧ સદરહુ કોરટોએ પહેલા કેદની શીક્ષા નહી કરતાં દંડ અને દં-ડ ન આપે તો કેદ એવો હુકમ કરયો હશે તે ઉપર.

૧ તોહમતવાળાની કબુલત ઉપરથી સજા કરી હોય તેવા કામમાં શિક્ષા કાયદેસર નથી અથવા વધારે કરીછે એ શબબ સિવાય અ-પીલ નહી ચાલે.

૧ સંક્ષેપ રીતે જે મુકદમાનો ઈનસાફ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ, ૧લા વરગના અધીકારવાળા માજીસ્ટ્રેટ અથવા માજીસ્ટ્રેટની પંચે (કે જેને તેવો અધિકાર મળયો હોય) ત્રણ મહીના સુધી કેદ અથવા બસે રૂ-પીઆ સુધી દંડની જે શિક્ષાનો હુકમ કર્યો હશે તે ઉપર.

૧ પણ બે અથવા વધારે શિક્ષા એકઠી કરી હશે, તો અપીલ ચાલશે.

૧ દંડ નહી આપે, તો કેદ અથવા દંડ તથા કેદ એમ ઠરાવ કર્યો હશે તો અપીલ નહી ચાલે.

૧ સુલેહ રાખવાના જમાન આપવાનો હુકમ થયો હોય તે ઉપ-ર નહી ચાલે.

૧ શિક્ષાના જે હુકમ ઉપર બીજી રીતે અપીલ નહી થઇ શકતી હોય તે ઉપર નહી ચાલે.

૧ નુકશાની ભરી આપવાની ના કહેવાના હુકમ ઉપર અથવા મોટી રકમનો ફેંશલો કરી આપવાના ના કહેવાના હુકમ ઉપર અપીલ નહી ચાલે.

૧ યોગ્ય અધીકારવાળા માજીસ્ટ્રેટે ફરીયાદ કાઢી નાખવા હુકમ કર્યો હશે તે ઉપર નહી ચાલે.

૧ ફેર જામીન આપવા ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટે હુકમ કર્યો હશે તે ઉપર નહી ચાલે.

૧ સ્થાનીક અપકારક વસ્તુ બંધ કરવાના બાબ પ્રમાણે થયેલા હુકમ ઉપર તથા તે બાબ પ્રમાણે જ્યુરીએ કરેલા રીપોટ ઉપર અપીલ નહી ચાલે.

૧ ગુજરાન બાબતના હુકમ ઉપર અપીલ નહી ચાલે.

૧ જ્યુરીની યાદીમાં નામ દાખલ કરવાના હુકમ ઉપર અપીલ નહી ચાલે.

૧ જ્યુરર અથવા આસેશર હાજર નહી થયા બાબત શેશન કોરટે દંડ કર્યો હશે તે ઉપર અપીલ નહી ચાલે.

૧ ઇનસાફ સારૂ કમીટ કરતા નથી એવા યોગ્ય અધિકારવાળી કોરટે હુકમ કર્યો હશે તે ઉપર અપીલ નહી ચાલે.

૧ મુખતાર મારફત હાજર થવાનો હક છે કે નહી એ બાબત વચમાં જે હુકમ કર્યો હશે તે ઉપર અપીલ નહી ચાલે.

૧ ઢોરના અતીક્રમણથી થયેલા નુકશાનનો બદલો આપવાનો હુકમ કર્યો હશે તે ઉપર અપીલ નહી ચાલે.

## અપીલ કરવાની રીત.

૧ અપીલ કરનારે ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટને નોટીસ આપવી.

૧ પછી તે માજીસ્ટ્રેટની મરજી હોય તો કામ ચલાવવા પબ્લી·

૬ પ્રાસીક્યુટરને નીમે.

૧ અપીલ સાથે જે ફેંસલા કે હુકમ ઉપર અપીલ હોય તેની નકલ રાખવી.

૧ કોઈ ફોજદારી કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તેની નકલ અરજી કરેથી તુરત આપવી.

૧ જાકજ જ્યુરીથી ઇનસાફ કર્યો હોય, તો જ્યુરીને જે વ્યાખ્યાન કહી સંભળાવ્યું હોય તે વ્યાખ્યાનની નકલ તે ફેંસલો જે માણસને લાગું હોય તે અરજી કરે કે તુરત આપવી.

૧ જે માગનાર છે તે તુરંગમાં છે, તો તેને કાંઇ વિશેષ કારણ હોય તો મફત નકલ આપવી.

૧ નહી તો નકલનું ખરચ આપવું પડશે.

૧ અપીલ કરનાર તુરંગમાં હોય, તો તેણે પોતાની અપીલ કરાવ સાથે તુરંગના અમલદારને આપવી.

૧ તુરંગના અમલદારે અપીલ સાંભળનાર યોગ્ય અધિકારી તરફ મોકલવી.

## અપીલનું કામ ચલાવવાની રીત.

૧ અપીલનું કામ ચલાવવા જાતે અથવા મુખતાર મારફત હાજર થવા યોગ્ય મુદતની નોટીસ કરવી.

૧ અપીલ અરજી, ફેંસલો અને અપીલ કરનાર કે તેનો મુખતાર હાજર હોય તેની વાત સાંભળવાથી અપીલ કોરટના ધ્યાનમાં આવે કે ફેંસલાના ખરાપણા વીષે તકરાર લેવાનો વાજબી સબબ નથી, તો અપીલ ના મંજુર કરવી.

૧ અપીલ ના મંજુર કરતાં પહેલાં નજરમાં આવે તો નીચેની કોરટનું કામ મગાવી તપાસે, પણ અપીલકોરટે મંગાવવુંજ એમ ફરજ નથી.

૧ અપીલ મંજુર કરે તો.

૧ અપીલ કરનારને નોટીસ આપવી

૧ જો અપીલ સેશન અથવા હાઈ કોરટમાં હોય, તો ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટને નોટીશ આપવી.

૧ પછી તેની નજરમાં જરૂર લાગે, તો એ નોટીશની વાત ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ કે પબ્લીક પ્રાસીક્યુટર અથવા સરકારી વકી-લને જણાવવી.

૧ નીચેની કોરટનું મંગાવેલું કામ વાંચ્યા પછી, તેમજ અપીલ ક-રનાર તરફની, અને પબ્લીક પ્રાસીક્યુટર, કે સરકારી વકીલની વાત સાં ભળ્યા પછી; અપીલ કોરટ ઠરાવ રદ કરે, ફેરાવે, કે બહાલ રાખે અ-થવા શિક્ષામાં વધારો કરે; તેમ યોગ્ય જણાય તેમ કરી શકે.

૧ પણ પહેલા વર્ગના માજીસ્ટ્રેટના શિક્ષાના ઠરાવ ઉપર અપીલ હોય તો તે માજીસ્ટ્રેટને જેટલી શિક્ષા કરવાનો અખિતાર હોય તેથી વ-ધારે શિક્ષા અપીલકોરટે કરવી નહી.

૧ અપીલ મંજુર કરવામાં આવે ત્યારે શિક્ષાનો હુકમ બંધ રા-ખવા અથવા જામીન લેવા લાયક ગુનો હોય, તો જામીન લેઈ છોડ-વા અપીલ કોરટ ફરમાવી શકે.

૧ પણ જેટલી મુદત શિક્ષાનો હુકમ બંધ રહે તેટલી મુદત શિ-ક્ષાની મુદતમાં ગણાશે નહી.

૧ અપીલ મંજુર થઈ હોય તે કામમાં વધારે પુરાવો લેવાનું અ-પીલ કોરટને લાગે. પછી તકશીરવાર કે બીન તકશીરવાર ઠરાવવા તે-ની ચિંતા નહી પણ તેવ; કામમાં.

૧ પોતે વધારે પુરાવો લેઈ શકે. જો પોતે પુરાવો લેઈ ફેંસલો આપે, તો તે ઉપર અપીલ નહી ચાલે.

૧ અથવા વધારે પુરાવો લેઈ પરિણામ લખી મોકલવા નીચેની કોરટને ફરમાવે.

૧ જ્યારે એ રીતે ફરમાવે ત્યારે પરીણામ આવ્યા પછી અપી-

લનો ચુકાદો કરવો.

૧ અપીલ કોરટે બીજી રીતે હુકમ નહી કરયો હોય તો વધારે પુરાવો લેતી વખત અપેલેટને હાજર રાખવાની જરૂર નથી. આ તજવીજ મુકાબલાની સાક્ષિઓ વિગેરેને સમાન કરવા પડે, તો સાક્ષિઓના સઘળા નિયમ તેમને લાગુ છે.

## બરાબર અધિકારવાળી કોરટનો ઠરાવ ક્યારે અપીલમાં રદ થાય.

૧ તોમતનામામાં, અથવા ઇનસાફની વખતે અથવા ઇનસાફ થતાં પહેલાંના આસેલા કાગળમાં કાંઇ ભુલ અથવા ખામી પડી હોય, અથવા અયોગ્ય પુરાવો લીધો હોય અથવા જ્યુરીને ચુક ભરેલું વાખ્યાન કહ્યું હોય, તોપણ કોરટનો ઠરાવ રદ કરી શકાશે નહી. (શિક્ષાનો)

૧ પણ એ ચુકથી કેદીને પોતાનો જવાબ આપવામાં હરકત થઇ ઘણું નુકશાન થયુ અને ઇનસાફ બરાબર થયો નથી; તોજ તે ઠરાવ કે શિક્ષાનો હુકમ રદ થઇ શકશે.

૧ ઇનસાફ થવા માંડ્યા પહેલાં જે તજવીજ આવી તેમાં ગેરશિરસ્તો એ તકરાર ઇનસાફ આવી શિક્ષાનોકે બીજો હુકમ રદ કરવાને પાકો સબબ નથી.

## શિક્ષા ઓછી કરવા અપીલ કોરટનો અધિકાર.

૧ અપીલ કોરટની નજરમાં આવે કે પુરાવ ઉપરથી ફરમાણો ગુનો કેદી ઉપર કરી તેને ફોજદારી કાયદા પ્રમાણે જે સજા થવી જોઇએ તેથી વધારે થઇ છે તો તે ગુનાને માટે જે હદ ફોજદારી કાયદામાં હોય તે હદમાં આવે એ પ્રમાણે અપીલ કોરટ શિક્ષા ઓછી કરી શકે છે.

## વગર અધિકારવાળી કોરટે ગુનો ઠરાવ્યો હોય તે.

૧ અપીલ કોરટે તે ગુનો તથા શિક્ષાનો હુકમ રદ કરી અધીકાર

વાળી કોરટથી તે કામનો ઇન્સાફ થવા હુકમ કરવો.

## નીચે બાતલ કરેલી બાબત શીવાય બીજી બાબત-માં અપીલ કોરટે કરેલા ફેસલા આખરના છે.

૧ કા. ૨૭૨ છોડી મુકવાના કામમાં અસલ કોરટ અથવા અપીલ કોરટે છોડી મુકવા હુકમ કર્યા હશે. તેમાં સરકાર અપીલ કરી શકે તે કામો.

૧ તપાસની કોરટ દાખલ ને કામ પોતા પાશે આવ્યું હોય તે કામોમાં નવેસર અથવા તોહમતનામા સુધારી ઇનસાફ કરવા પાછા મોકલે તે કામો. કા. ૨૯૭.

### લખી મોકલવા બાબત.

#### મોતની શિક્ષા.

૧ સેશન કોરટ મોતની શિક્ષા કરે ત્યારે ચાલેલું કામ હાઇકોરટ-માં મોકલી તેની મંજુરી માગવી.

૧ મંજુરી આવ્યા સિવાય એ શિક્ષાનો અમલ ન કરવો.

૧ મોતની શિક્ષા લાયક ગુનો કર્યો હોય ને કોરટ તેને બદલે બીજી શિક્ષા કરાવે, તો તેનું કારણ લખવું જોઇએ.

#### હાઇ કોરટનો અખીતાર.

૧ સેશન કોરટે જ્યુરીથી કે આશેસરોથી ઇનસાફ કર્યો હોય તો પણ હાઇ કોરટને અધિકાર છે કે શિક્ષા મંજુર રાખે, ફેરવે, રદ કરે, અથવા તોહમત સુધારી નવેશર ઇન્સાફ કરવા ફરમાવે.

૧ તોહમતવાળો બીન તકસીર છે એવી ફબાણી બાબતની ચોકસી વધારે કરવી જોઇએ તો તેની ચોકસી કરવાનું ફરમાવે. અથવા વધારે પુરાવલેવાનું ફરમાવે.

૧ વધારે પુરાવ લેવાની વખતે તોમતવાળાને હાજર રાખવાનું ફરમાવ્યું હોય, તો હાજર રાખવા અથવા જ્યુરી કે આસેસર રૂબરૂ એવો વધારે પુરાવ લેવાની જરૂર નથી.

૧ વધારે પુરાવ લીધા પછીનું પરિણામ કોરટને લખી મોકલવું તે ઉપરથી શિક્ષા બાબતમાં યોગ્ય હુકમ તે કરશે.

૧ એવા મોકલેલા કામમાં હાઇકોરટના બે જડજો એ સહી કરવી.

૧ કદી હાઇ કોરટમાં એક જડજ હોય તો એકજ સહી કરવી. કેમકે તેવી વખતે એકલાને સઘળો અખત્યાર છે.

## નીચેખાની—તપાસ.

### હાઇ કોરટનો અધિકાર.

૧ ચોપડા તથા હીસાબ રાખવા કાનુન કરે.

૧ ફલાબંડરો કરી મોકલવા કાનુન કરે.

૧ આકુટમાં લખ્યા સિવાયના નમુના કરે.

૧ વખતે કોઇ નીયમ કે નમુનો ફેરવે.

૧ તાબાની કોરટના વહીવટ તથા કામ ચલાવવાના સાધારણ નિયમ સ્થાનીક સરકારની મંજુરીથી કરે અથવા ફેરફાર કરે.

૧ બાદ સહી સનંદ ઉપરથી સ્થાપેલી હાઇકોરટ નહીં હોય, તો તે કોરટને તે કોરટનો વહીવટ તથા કામ ચલાવવાના નિયમ સ્થાનીક સરકારની મંજુરીથી કરી મોકલવા અથવા મંજુરીસાથે ફેરફાર કરવા અખત્યાર છે.

૧ પણ નીયમ કે નમુના કાયદા વિરૂધ ન જોઇએ.

૧ જે નીયમ કોરટ ઠરાવે અથવા રદ કરે તે તમામ ફેરફાર ગેજીટમાં છપાવી પ્રસિધ્ધ કરવો.

૧ તાબાની કોરટોએ હાઇકોરટે ઠરાવેલા નીરખબંધ પ્રમાણે ફલાબંડર તથા પત્રકો મુદતે મુદતે મોકલવાં.

૧ એ પત્રકમાં ગુનાનું તોહમત મુક્યું હોય તે ગુના, તોહમતવાળાઉપર ઠરેલા ગુના અને શિક્ષા યા જે હુકમો કરયા હોય તે લખવા.

૨ તાબાગાંની સેશન કોરટે ઇન્સાફ કરયો હોય તે ઇન્સાફ બાજબી છે કે નહી, કામ બરાબર ચલાવ્યું છે કે કેમ, એ બાબત ખાત્રી કરવાના હેતુથી કામ મગાવી શકે છે અને તપાસી શકે છે.

૧ સેશન અથવા ડીસ્ત્રીક્ટ માજીસ્ટ્રેટ તાબાની કોરટનું દફતર ઉપરનાજ કારણસર મંગાવી શકે.

૧ એવે પ્રસંગે ડીસ્ત્રીક્ટ માજીસ્ટ્રેટ સેશન કોરટના તાબામાં છે.

૧ એવી રીતે મંગાવેલું કામ જોતાં, ઠરાવ કાયદા વિરૂધ્ધ છે અગર વધારે સખ્ત કર્યો છે એવું કામ મંગાવનારે ઉપલા બે અમલદાર માંથી જેને લાગે તે હુકમ થવા હાઇ કોરટમાં રપોટ કરે.

૧ પણ સેશન લાયકના મુકદમામાં જે શખ્સને છોડી મુક્યો છે તે ગેરવ્યાજબી રીતે છે, અથવા જે ફરીયાદી કાઢી નાખી છે તે ગેરવ્યાજબી છે, તો તોહમતવાળાનો ઇનસાફ થવા કમીટ કરવાનો હુકમ માજીસ્ટ્રેટ અથવા સેશન જડજ કરી શકે છે.

૧ જે મુકદમા હાઇ કોરટે પોતે મંગાવ્યા હોય, અથવા હુકમ થવા સારૂ આવ્યા હોય તેમાં, અથવા જે મુકદમાની પોતાને ખબર થઇ હોય તેમાં ઇનસાફી કામમાં જરૂરીઆત ચુક થઇ છે એવું તે હાઇ કોરટને લાગે, તો પોતાને યોગ્ય લાગે તેવો તે કામમાં હુકમ કરે.

૧ જો તોહમતવાળાને ગેરવ્યાજબીરીતે છોડ્યો છે એમ લાગે તો ઇનસાફ થવા સારૂ કમીટ કરવા હુકમ કરે.

૧ તોહમતનામું બરાબર તઇઆર નથી કરયું, અથવા જે ગુનો ઠરાવ્યો છે તે સિવાય બીજો ગુનો ઠરાવવો જોઇતો હતો. એવું મુકદમાની કેફીએત પરથી માલુમ પડે, તો બીજા ગુના બાબત શીક્ષાનો હુકમ કરવો.

૧ તોહમતનામામાં એવી ચુક થઇ હોય કે કેદીને સમજ નપ:

વાને લાયે તેને નુકશાન પોહોચ્યું હોય, તો તોમતનામું સુધારી ઇન-સાફ થવા નીચેની કોરટમાં તે કામ પાછું મોકલવું અને આગલો ઠ-રાવ રદ કરવો.

૧ નીચેની કોરટે જાણી પોતેજ તોમતનામું સુધારયું હોય તેમ ઇનસાફ કરવો.

૧ અધીકાર વગરના માજીસ્ટ્રેટે કામ ચુકાવ્યું છે એમ હાઇ કો-રટને જો જણાય, તો ઠરાવ રદ કરી અખત્યારવાળા અમલદારે નવે-સરથી ઇનસાફ કરવો એમ ફરમાવવું.

૧ ગુનેગારને જે શિક્ષાનો હુકમ થઇ શકતો નાહોય તેવો હુકમ કોઇ કોરટે કરયો હોય, તો તે રદ કરી કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ હાઇકોરટે કરવો.

૧ શિક્ષાનો હુકમ જોઇએ તેથી સખત હોય, તો કમી કરી શકે અને કમી હોય, તો હાઇકોરટ વધારી શકે.

૧ જે કામ પોતાની પાસે તપાસવા આવે તે કામમાં થએલો શિ-ક્ષાનો હુકમ પોતે બંધ રખાવી શકે.

૧ જામીન લેવા લાયકનો ગુનો હોય તો જામીન લેઇ છુટો કર-વા હુકમ કરવો.

૧ હાઇ કોરટ તપાસની કોરટ દાખલ હશે ત્યારે પક્ષકારને કે તે-નાં મુખત્યારને હકીકત જાહેર કરવા હક નથી પણ નજરમાં આવે, તો તે કોરટ સાંભળી શકે.

## ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ તથા સેશન કોરટના તપાસની કોરટ દાખલ અધીકાર.

૧ તોમતવાળા સખસ પાસેથી મુચરકાની સરત તુટે દંડ લેવાની રીતમાં તેમજ જામીન પાસેથી દંડ લેવાની રીતમાં ડીસ્ટ્રીક માજીસ્ટ્રે-ટ સિવાય બીજા માજીસ્ટ્રેટે હુકમ કરયો હશે, તો અપીલ થયા સિવાય

તેની તપાસણી ડીસ્ત્રીક માજીસ્ત્રેટથી થશે.

૧ સઘળો પુરાવો દફતરમાં ઇનસાફ કરનાર માજીસ્ત્રેટે દાખલ નહી કરવાથી તોહમતવાળાને નુકશાન થયું એમ સેશન અથવા ડીસ્ત્રીક માજીસ્ત્રેટની નજરમાં આવશે, તો સાબીતીનો ઠરાવ રદ કરી નવેસર ઇનસાફ કરવા હુકમ કરી શકશે.

૧ સિવાય બીજા કોઈ પણ ઠરાવ ઉપર અપીલ નહી થાય, તો પહેલો હુકમ આ કોરટોને ફેરવવા સત્તા નથી.

ડીસ્ત્રીક માજીસ્ત્રેટ, સેશન કોરટ તથા હાઈકોરટનો અધિકાર.

૧ ક. ૧૪૭ પ્રમાણે કાઢી નાખેલી ફરીઆદીનો ફરી ચોકશી કરવાને તાબાગાંની કોરટને હુકમ આપી શકે.

૧ આ બાબ મુજબ હાઈ કોરટ જે હુકમ કરે, તે તે કોરટને લખી મોકલવો.

૧ જો તે કોરટ ડીસ્ત્રીક માજીસ્ત્રેટથી નીચા દરજાની હોય, તો ડીસ્ત્રીક માજીસ્ત્રેટને લખી મોકલવો.

૧ જે હુકમ હાઈકોરટે કર્યો હોય, તે પ્રમાણે અમલ કરવો અને જરૂર હોય, તો દફતરમાં સુધારવો.

૧ તપાસના મુકદમામાં હાઈકોરટે ઉપર બતાવી તે ચુકો સિવાય કોઈપણ કોરટનો હુકમ ફેરવવો નહી.

૧ જડજે જ્યુરીને ખોટું વાખ્યાન કહ્યું એવો પોતાનો અભીપ્રાય ન હોય તો હુકમ ફેરવવો નહી.

૧ પણ તેવો અભીપ્રાય હોય, તો નવેસરથી ઇનસાફ કરવા હુકમ કરવા મુખત્યાર છે.

૧ આ બાબ મુજબ થતી તજવીજને ક. ૨૮૩ ના ઠરાવ લાગુ છે માટે શિક્ષા વધી ઘટી શકે.

## હુકમ અમલમાં લાવવા બાબત.

### મોતની શિક્ષા.

૧ હાઇકોરટની મંજુરી વગર અમલમાં ન આવે.

હાઇકોરટે સેશનનો હુકમ બદલ્યો, અથવા મંજુર કર્યો હોય ત્યારે સેશને તે ઠરાવ અમલમાં લાવવા તુરંગ જેના હવાલામાં હોય તે-પર વારંટ મોકલવું.

૧ હાઇકોરટ જે ઠરાવ કરે તેની સહી શીક્કાની નકલ વગર ઢીલે સેશનને મોકલવી.

### સેશનનો કામમાં.

૧ પોતે કરેલા ઠરાવની નકલ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટને મોકલવી અને.—

૧ કેદીને સમુદ્રપાર, કેદ, કે ફટકાની શિક્ષા કરી હોય તે અમલમાં લાવવા ડીસ્ટ્રીક તુરંગના અમલદાર તરફ વારંટ લખી તે કેદીને મોકલવો.

૧ વારંટમાં જે પ્રમાણે અમલ કરવો હોય તે લખવું.

### સેશન કરતાં નીચેની કોરટનો હુકમ.

૧ તે કોરટે ડીસ્ટ્રીક તુરંગ અમલદારના નામનું વારંટ કરી શિક્ષા અમલમાં લાવવા કેદીને તુરત મોકલી દેવો.

૧ સેશન અથવા માજીસ્ટ્રેટે જેલરના નામનું વારંટ કરવું.

### વારંટ બાબત.

૧ એવાં વારંટ જેલર, અથવા તેના નાયબ જે તે ન હોય, તો જે જે હોય અમલદાર તે વખતે તુરંગમાં હોય તેણે રાખવું.

૧ વારંટનો અમલ બજી રહે ત્યારે જે કોરટથી વારંટ આ-

ન્યું હોય તે કોરટે શેરો લખી પાછું મોકલવું.

૧ ગર્ભવંતી સ્ત્રિછે એમ જણાય તો મોતની શિક્ષા બંધ રાખ-વાને હાઇકોરટે હુકમ કરવો. અને તે શિક્ષાનો હુકમ બદલવા તે કો-રટને અધિકાર છે.

## શિક્ષા અમલમા લાવવી.

૧ તોમતવાળાને દંડ અને દંડ ન આપે તો કેદ એમ ઠરાવ ક-રયો હોય, તોપણ કેદ ભોગવવા છતાં દંડ તેની જંગમ મિલકત જપ્ત કરી વેચી વસુલ કરવાને ગુનેગારને શિક્ષા કરનારી કોરટ મુ-ખત્યાર છે.

૧ એ દંડ વસુલ કરવાનું વારંટ ઇન્સાફ કરનારી કોરટની હદ-માં બજશે. હદ બહાર બજાવવું હશે, તો જે ડીસ્ત્રીકમાં બજાવવું તે ડીસ્ત્રીકનાં માજીસ્ત્રેટની તે નીચે સહી જોઇએ.

૧ દંડ વસુલ કરવા જે કાયદામાં વિશેષ ઠરાવ નહી હોય તેવા કામમાં આ કલમ લાગુછે.

૧ આવું વારંટ હુકમ કરનાર અધિકારી અથવા તેની જગાં ઉ પર આવનાર અધિકારી કરી શકે.

## નુકશાની બદલ દંડ.

૧ અપીલમાં અથવા તપાસમાં દંડની સજા કાયમ રહ્યા પછી તે માંથી નીચે પ્રમાણે બધો દંડ અથવા કાંઇ ભાગ તે કોરટ આપી શ-કે છે.

૧ ફરીયાદી ચલાવવામાં યોગ્ય ખરચ થયો હોય તે.

૧ જે ગુના બાબત ફરીઆદ થઇછે તે ગુનાનું નુકશાન પૈસાવડે ભરી આપવું એમ કોરટને જણાય. તો તેની નુકશાની. એ બને બાબતમાં કોટ આપી શકે છે.

૧ નુકશાની અપાવ્યા પછી દિવાનીમાં દાવો થાય, તો આ કોરટે

જે નુકશાની અપાવી હોય તે દિવાની કોરટે વસુલ ગણવી.

૧ દંડ ન આપેથી કેદ.

૧ જે કામમાં દંડ તથા કેદ થઇ શકે તે કામમાં દંડ ન આપેથી કેદનો હુકમ કરવો તે-

૧ પરંતુ એ ફેંસલો માજીસ્ત્રેટે કરચો હોય, તો શિક્ષાના હુકમનો ભાગ પ્રથમ કેદ ઠરાવી હોય તે કામમાં તે સિવાય દંડ ન આપેથી કેદ ઠરાવવી તે માજીસ્ત્રેટના અધિકારનાં ચતુર્થાંશથી વધારે ન ઠરાવવી.

૧ એકલા દંડની શિક્ષા કરી હોય ત્યારે દંડ ન આપેથી કેદની શિક્ષા ઠરાવવી તે કાયદા પ્રમાણે ઠરાવવી પણ જે માજીસ્ત્રેટને જેટલી શિક્ષાનો અખત્યાર હોય તેથી વધારે ન ઠરાવવી.

## ફટકા બાબત.

૧ જે કોરટની શિક્ષાનો હુકમ ઉપરની કોરટ તપાશી શકતી હોય તેણે ફટકાનો હુકમ કરચો હોય તો (કેદ સિવાય).

૧ હુકમની તારીખથી પંદર દિવસ પછી અથવા અપીલ થઇ હોય તો અપીલ કોરટે મંજુર કરચા પછી તરત ફટકા મારવા.

૧ સોળ વરસથી વત્તી ઉમરના માણસને સ્થાનીક સરકાર ફરમાવે તે હથીઆરે તથા શરીરનાં તે ભાગપર ફટકા મારવા.

૧ તેથી ઓછી ઉમરનો હોય, તો ઝીણી નેતરવતે નીશાળમાં શિક્ષા કરેછે તેમ ફટકા મારવા.

૧ વાધરીના આબકાનો ઉપયોગ કરવો હોય, તો ૧૫૦થી વધારે ફટકા મારવાની શિક્ષા કરવી નહી.

૧ નેતરનો ઉપયોગ કરવો હોય, તો ત્રીસ ફટકાથી વતી શિક્ષા કરવી નહી,

૧ માજીસ્ત્રેટ અગર દાકતરના દેખતાં તે ફટકા મારવા.

૧ ગુનેગારની પ્રકૃતી ઠીક છે એવો અભીપ્રાય ડાકતર અગર મા-જીસ્ટ્રેટ હાજર હોય તેણે આપ્યા વગર ફટકા મારવા નહી.

૧ ફટકા મારતી વખતે તેની પ્રકૃતી ઠીક નથી એમ તે બંને અમલદારમાંથી હાજર હોય તેને લાગે, તો બાકીના ફટકા મોકુફ ર-ખાવવા.

૧ મુદતે ને મુદતે ફટકા મારવા નહી.

૧ ફટકાનો હુકમ અમલમાં આણ્યો નહી હોય, ત્યારે તે કોરટ હુ-કમ તપાસીને ફેરવે ત્યાંહાં સુધી ગુનેગારને કેદ રાખવો.

૧ પછી ફટકા કાયમ રાખે અથવા ફટકા બદલ કેદની શિક્ષા કરે.

૧ કેદની શિક્ષા કરે તો ફોજદારી કાયદા પ્રમાણે તે ગુનાની જે સજા હોય તે અથવા તે કોરટને જેટલી સજા કરવા અખિતાર હોય તેથી વધતી થવી ન જોઇએ.

ઘણાગા ઘણા ગુના એકી વખતે સાબીત થાય તો.

૧ શિક્ષાનો હુકમ એક પછી એક અમલમાં લાવવો.

૧ એક ગુનો સાબીત થએ જેટલી શિક્ષા કરવા તે કોરટને અખિ-ત્યાર છે તેથી જુદા જુદા ગુનાની સામટી શિક્ષા વધારે થાય છે એટલા સબબથી ઉપલી કોરટ આગળ ઇનસાફ થવા ગુનેગારને કમીટ કરવો નહી.

૧ ગમે તેટલા ગુના હોય પણ ચૌદ વરસથી વધુ સજા કરવી નહી.

૧ આ બાકટની કા. ૩૬ શિવાય કામ ચલાવનાર માજીસ્ટ્રેટ પાસે તેવા ઇનસાફ થાય, તો પોતાના અધીકારથી બમણી કરતાં વત્તી સજા કરવી નહી.



જે અપરાધ ઉપર પહેલા ગુનો સાબીત થયો હોય, અને ફરીથી તેવોજ ગુનો આવે ત્યારે.

૧ જો સીક્કા અને સરકારી સ્ટાંપ સંબંધી, અગર મીલકત વિરૂદ્ધ ગુના બાબત હોય, તો તેને એવા ગુના કરવાની ટેવ છે એમ જાણીએ સેશન કમીટ કરવો.

૧ પણ ક. ૩૬ પ્રમાણે જો ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટને એવી બાબતમાં ખાસ અખત્યાર મળ્યો હોય, તો સેશનમાં ન મોકલતાં તેમની પાસે મોકલવો.

કોઈ પણ કારણથી એક શિક્ષા ભોગવતાં છતાં બીજી શિક્ષા થાય તો.

૧ ગુનેગાર નાશી ગયો હોય તે વખતે તેને જેટલી શિક્ષા અધુરી હોય તે પુરી કરયા પછી, અથવા પ્રથમજ નાશી ગયા બાબત જે શિક્ષા થાય તે શિરૂ થાય એમ હુકમ થઈ શકે.

૧ એક શિક્ષા ભોગવતો હોય ને બીજી ઠરે પછી કેદ હોય કે સમુદ્રપાર હોય, તોપણ બીજી શિક્ષાનો ઠરાવ પહેલી પુરી થયા પછી તુરતજ અમલમાં આવે એમ ઠરાવવા કોરટ મુખત્યાર છે.

૧ આ કલમોનો હેતુ એવો નથી કે ગુનેગાર સજાથી બચી જાય.

૧ સોળ વરસથી કમી ઉમરનાને કેદની સજા કરવી ત્યારે તેને તુરંગને બદલે સ્થાનીક સરકારે સુધારાનું ઘર કાઢ્યું હોય તેમાં મોકલવા ને તે મુખત્યાર છે.

૧ જ્યારે એવા ઘરમાં મોકલવામાં આવે ત્યારે એ ઘર બાબત જે નિયમ સરકારે ઠરાવ્યા હશે તે સઘળા તેને લાગુ પડશે.

## સમુદ્રપારની શિક્ષા.

૧ સમુદ્રપારની જગા બ્રીટીશ ઈંડિયામાં એક અથવા બ કોણે હિંદુસ્થાનના ગવરનર જનરલે નક્કી કરવી.

૧ જેને સમુદ્રપારની શિક્ષા કરવામાં આવે તેને સ્થાનીક સરકારે

અગર સ્થાનીક સરકારે અખત્યાર આપેલા અમલદારે હિંદુસ્થાનના ગવરનર જનરલે મુકરર કરેલી જગાએ મોકલવો.

૧ પણ શિક્ષા કરનારી કોરટે, કેઇ જગાએ સમુદ્રપાર કરવો એ પોતાના ઠરાવમાં લખવું નહી.

૧ કદી પ્રથમ સમુદ્રપારની સજા ભોગવતો હોય અને બીજી વખત એવીજ સજાનો હુકમ થાય, તોપણ તે જગાએથી બીજી જગાએ લેઇ જવા સ્થાનીક સરકારને જરૂર નથી.

મોતની શિક્ષા.

૧ આ હુકમ કરવામાં આવે ત્યારે તે સખસને મરતાં સુધી ગળેથી લટકાવવો એમ ઠરાવમાં લખવું.

## શિક્ષા માફ કરવાનો અખત્યાર.

૧ શિક્ષાનો હુકમ થયો હોય તે કાંઈ સરતથી અથવા બીન સરતે કોઇપણ વખતે માફ કરવાને ગવરનર જનરલ ઇનકોંન્સીલ મુખત્યાર છે.

૧ આ અખત્યાર સ્થાનીક સરકારને પણ છે.

૧ માફી આપેલો સખસ ગવરનર જનરલ અથવા સ્થાનીક સરકારે કરેલી સરતો તોડશે, તો આપેલી માફી રદ થઇ બાકી રહેલો શિક્ષાનો ભાગ તેને ભોગવવો પડશે.

## શિક્ષા બદલવાનો અખત્યાર.

૧ જે માણસ ઉપર શિક્ષાનો હુકમ થયો છે તે માણસના અનુમત વગર ગવરનર જનરલ અથવા સ્થાનીક સરકાર તે શિક્ષા બદલવાને મુખત્યાર છે.

૧ મોત, સમુદ્રપાર, આસનિકદાસત્વ, અને કેદની શિક્ષા, આ શિક્ષામાંથી ગમે તે પ્રકારની શિક્ષા થઇ હોય તે બદલી તેને બદલે તે-

માં લખેલી ગમે તે શિક્ષા ઠરાવી શકેછે.

---

# પૂરાવો.

## પુરાવના વિશેષ નિયમ.

### દાકતરો બાબત.

૧ માજીસ્ટ્રેટે લીધેલી જુબાની સેશનમાં પુરાવમાં લેવી.

૧ પાકુ કારણ જણાય, તો તેને બોલાવવાનો સમન્સ કરવા કોરટ મુખત્યાર છે,

૧ તોમતવાળો પોતાની જુબાનીમાં ઇન્સાફ કરનારી કોરટ આગળ ગુનો કબુલ કરે, તો તે ઉપરથી તેના ઉપર ગુનો ઠરી શકે.

### રસાયણી પરીક્ષક બાબત.

૧ તે પરીક્ષકનો રપોટ પુરાવમાં લેવો.

૧ તેની સહી તથા હુદા ઉપર તે હતો એવું તે રપોટ ઉપરથી કોરટ માની શકે.

### અગાઉ તકશીરવાર કે બીન તકશીર થયો હોય તે બાબત.

૧ ઇન્સાફનું દફતર જે અમલદારના હવાલામાં હોય તેને અરજી કરવી.

૧ તે ગુનો સાબીત અથવા ન સાબીતના ઠરાવનો ઇન્તેખાબ આપશે.

૧ એ ઇનતેખાબ પુરાવમાં લેવો.

૧ તોમતવાળાની ગેરહાજરીમાં કે જ્યારે તે નાશી ગયો હોય, અથવા જડતો નહી હોય ત્યારે તેના ગેરહાજરીમાં સાક્ષિ પુરાવ લેવાય.

૧ અને પકડાયા પછી સાહેદો હાજર ન કરી શકાય, તો ઇન્સાફ

વખતે તે જુબાનીઓ પુરાવવા સિવાય.

૧ કેટલોક પુરાવ લીધા પછી તે માજીસ્ત્રેટની જગા ઉપર બીજો માજીસ્ત્રેટ આવે, તો બાકી રહેલો પુરાવ પોતે લેઇ ફેંસલો કરી શકે છે, અથવા નવેસરથી તજવીજ કરી શકેછે.

૧ બીજો માજીસ્ત્રેટ આવે ને તોમતવાળો શાક્ષિઓને ફરી સમન કરવાનું કહે, તો તે નવેસરથી ઇન્સાફ કરવોજ જોઇએ.

૧ તપાસની કોરટ અથવા અપીલ કોરટ આગળ તે કેસ આવે ત્યારે અથવા ડીસ્ત્રીક માજીસ્ત્રેટના તાબામાંના માજીસ્ત્રેટના કામમા વગર અપીલે નીચે પ્રમાણે અખત્યાર છે.

૧ માજીસ્ત્રેટની આગળ ગુનો સાબીત થયો તેણે સઘળો પુરાવો દફતરમા દાખલ નહી કરવાથી તોમતવાળાને નુકશાન થયું એવું જણાય, તો ઠરાવ ૨૬ કરી નવેસર ઇન્સાફ કરવા હુકમ કરી શકેછે.

૧ એક કામમા પુરાવ લીધા પછી તે કામ પોતાના અખત્યારથી બહાર સેશનનું છે. તો કમીટીંગ માજીસ્ત્રેટ પાસે તે કામ મોકલે તે વખત તે માજીસ્ત્રેટે બીજો બાકીનો પુરાવ લેઇ કામ કમીટ કરવું એ કામમા જે અધિકારીએ થોડો થોડો પુરાવ લીધાથી તે ચાલેલું કામ બીનાર ઉપયોગી નથી એમ સમજવું નહી.

## કમીશન મોકલવા બાબત.

૧ ઘણો ખરચ થયા વગર અગર ઘણી અડચણ થયા વગર શાક્ષિ હાજર નહી થઇ શકે અને તેટલી વાર તથા તેટલો ખરચ લગાડવો વાજબી ન લાગે, તો શાક્ષિની જરૂર નથી એમ શેશન ઠરાવી શકે.

૧ તેમજ હાઇકોરટ ઠરાવી શકે.

૧ તેવે પ્રસંગે જે ડીસ્ત્રીક માજીસ્ત્રેટ અથવા ૧લા વરગના મા-

જીલ્લેટની હકુમતમાં સાક્ષી રહેતો હોય તેના નામનું કમીશન મોકલ-
વા હાઈકોરટ અને શેશન કોરટને અધિકાર છે.

૧ કમીશન આવ્યા પછી માજીસ્ટ્રેટે સાક્ષી જે ઠેકાણે રહેતો હોય
ત્યાં જવું અથવા સમન કરી તેને બોલાવવો.

૧ તેની સાક્ષી હકીકત રીતે લખી લેવી.

૧ શાહેદી હાજર ન થાય તો વારંટ કરવું.

૧ એવે પ્રસંગે બંને પક્ષકાર સ્વાલ મોકલી શકે.

૧ એ સ્વાલોનો પરિણામ કમીશનરે લખી મોકલવો.

૧ કમીશનર રૂબરૂ પણ બંને પારટી હાજર થઈ શકે.

૧ માજીસ્ટ્રેટને પોતાની આગલ ચાલતા મુકદમામાં કમીશન મો-
કલવું હોય તો શેશનને દરખાસ્ત કરવી.

૧ મંજુર-ના મંજુર કરવાને શેશન કોરટ મુખત્યાર છે.

## શાહેદી લેવા બાબત.

### શાહેદી શી રીતે લેવી.

૧ ફરીઆદી તથા તેના સાક્ષી અને તોમતવાળાના સાક્ષીની સો-
ગન ઉપર સાક્ષી લેવી.

૧ સંક્ષેપ રીતના ઇન્સાફ સિવાય બધા કામમાં કોરટોએ નીચે
લખેલી રીતે સાક્ષી લેવી.

૧ માજીસ્ટ્રેટની આગળ સમનના મુકદમાઓનો ઇન્સાફ થાયતેમાં
સંક્ષેપ રીત સિવાય બીજી રીતે કરે તેમાં દરેક સાહેદ કેહેતો જાય તે-
મ તેની જુબાનીની યાદદાસ્ત માજીસ્ટ્રેટે લખવી. પોતાનેહાથે અને તે

૧ દફતરે રાખવી.

૧ માજીસ્ટ્રેટથી યાદદાસ્ત ન થાય તો કારણ લખવું અને ભર
કોરટમાં પોતાને મોહોડેથી કહી યાદદાસ્ત કરાવી તેપર પોતાની સહી
કરવી.

૨ બાકીના સઘળા કામમાં

૧ દરેક શાહેદીની સાક્ષી ડીસ્ટ્રીકની ભાષામા લેવી

૧ તે પોતે જાતે અથવા પોતાની નાહેબાની નીચે લેવી.

૧ તે ઉપર જુબાની લેનાર અધીકારીએ સહી કરવી.

૧ અંગરેજીમાં કોઇ શાહેદ સાક્ષી આપે ત્યારે માજીસ્ટ્રેટે અથવા તે સેથને લખી લેવી. પણ તેનો તરજુમો ડીસ્ટ્રીકની ભાષામાં રાખવો.

૧ રાણીની વિલાયતી રઇયત હોય તો તરજુમાની જરૂર નથી.

૧ સેશન જડજ અથવા માજીસ્ટ્રેટ પોતે સાક્ષી હાથે ન લખી લેતો હોય, તો યાદદાસ્ત પોતાને હાથે લખી તેપર સહી કરવી. અને દફતરને રાખવી.

૧ એ પ્રમાણે યાદદાસ્ત ન થાય, તો ન થયાનું કારણ દફતરમાં લખવું.

૧ સેશન કોરટ અથવા કોઇ માજીસ્ટ્રેટને પોતાની સ્વભાષામાં સાક્ષી લેવાનું ફરમાવવા સ્થાનીક સરકાર મુખ્ત્યાર છે.

૧ પોતે જાતે તેવી રીતે કાંઇ કારણસર જુબાની ન લખી શકે, તો ખુલી કોરટમાં મોઢેથી બોલી લખાવવી.

૧ એ પ્રમાણે લીધેલી સાક્ષી ઉપર તે અમલદારે સહી કરવી.

૧ પણ અમલદારની ભાષા અંગરેજી નહીં હોય તો અંગરેજીમાં અથવા જીલાની ભાષામાં લેવી જુબાનીઓ લખી લેવાનું જડજ, માજીસ્ટ્રેટને સ્થાનીક સરકાર ફરમાવી શકે.

૧ સંક્ષેપ રીતના ચોકશીમાં તથા સમનના મુકદમામાં સાક્ષી સંક્ષેપ રીતે નહીં લખતાં દરોબસ્ત રીતે કોઇ પણ સાહેબ કોઇ પણ શાહેદની સાક્ષી લખી લેવા માજીસ્ટ્રેટને પ્રતીબંધ નથી તેમજ તેવા

૧ મુકદમામાં સ્થાનીક સરકારે સ્વભાષામાં લખી લેવા હુકમ ક-ર્યો હોય તો તેમ પણ તે માજીસ્ટ્રેટ લખી શકે છે.

૧ ડીસ્ટ્રીકની કેઇ ભાષા છે તે સ્થાનીક સરકારે ઠરાવવું.

૧ સાક્ષીઓની સાક્ષી હકીકત રીતે લખવી.

૧ કાંઈ વીશેશ કારણ જણાય અગર તોમતવાળો કે ફરીયાદી જાહેર કરે તો મુકરર સવાલ જવાબ લખી લેવા મુખત્યાર છે.

સાહેદી લેવાઈ રહ્યા પછી શું કરવું.

૧ બંને પક્ષકાર રૂબરૂ વાંચી સંભળાવવી.

૧ કાંઈ સુધારવાનું હોય તો સુધારવાને બદલે સાક્ષીયે જે હરકત લીધી હોય તેની ટીપ કરી લેવી.

૧ બીજી ભાષામાં સાક્ષી લીધી હોય તો સાક્ષી સમજતો હોય તે ભાષામા તેને સમજાવવી.

૧ સુધારવાની જરૂર હોય તો જુબાની સુધારવી.

૧ તોમતવાળો નહી સમજતો હોય તેવી ભાષામાં સાક્ષી લેવાઈ હોય, તો જે ભાષા તે સમજે છે તે ભાષામાં સાક્ષી સમજાવવી.

૧ જે કામમાં પડપતી પ્રમાણે પુરાવો આવે છે તે પુરાવામાં દસ્તાવેજ આવ્યો હોય તેના જે ભાગનો તરજુમો કરી સમજાવવાની જરૂર હોય તે ભાગનો તરજુમો કોરટની નજરમા આવશે, તો સમજાવશે.

૧ શાહેદ સાક્ષી આપતો હોય તે વખતની તેની વરતણુક બાબત માજીસ્ટ્રેટ જરૂરીનો જણાય તે વિષેશ લખી લેવો.

તોમતવાળા સખસની જુબાની શી રીતે લેવી.

૧ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે વખતે વખતે તેને સવાલ પુછી શકાય.

૧ તોમતવાળો શખસ સવાલના જવાબ ન આપે તો તેને શીક્ષા નહી થાય, તો પણ વાજબી દેખાય તેવુ અનુમાન કોરટ બાંધી શકે.

૧ તોમતવાળા સખસને વચન કે ધમકી આપવી નહી.

૧ તોમતવાળા સખસને સોગન કે પ્રતીજ્ઞા આપવી.

૧ તોમતવાળા સખસની જુબાની પ્રત્યેક સવાલ જવાબ તરીકે લેવી.

૧ તે જુબાની તેખસને વાચી સંભળાવતા કાંઈ ખુલાસો કે જ-

વાબ વધારવાને તે મુખત્યાર છે.

૧ એ જુબાની બરાબર છે એમ જ્યારે તે કહે ત્યારે કોરટ અ-થવા માજીસ્ત્રેટે આ જબાની મારી હુજુરમાં તથા હું સાંભળતો હતો તેવી રીતે લેવામાં આવી છે અને તોમતવાળા સખસનો કહેલો સઘળો ગનાકુર ખરી રીતે જેમાં લખેલો છે.

૧ એવી રીતે લખી માજીસ્ત્રેટે કે કોરટે સહી કરવી.

૧ જરૂરને પ્રસંગે એ જુબાની સેશન જડજ અથવા માજીસ્ત્રેટ હાથે લખી ન શકે તો યાદદાસ્ત કરવી.

૧ તોમતદારે પોતાની જુબાની ઉપર પોતાની સહી અથવા ની-શાની કરવી.

૧ પ્રથમ ચોકશીમાં તોમતદારની લીધેલી જુબાની આ કલમના ઠરાવ પ્રમાણે નથી લેવાઈ એમ સેશનની નજરમાં આવે તો જે ગ-નાકુર લખ્યો છે તે તેણે બરાબર કહ્યો છે કે નહી તે બાબત તે કો-રટે પુરાવ લેવો.

૧ પણ તે ચુકથી કેદીને નુકશાન થતુ નહી હોય તો. લખી લી-ધેલો મનાકુર કબુલ રાખવાને એ ચુકથી હરકત નથી.

## ગુનેહગારને માફી.

### માફી આપવાનો અધીકાર.

૧ ડીસ્ત્રિક માજીસ્ત્રેટ. પહેલા વરગનો માજીસ્ત્રેટ.

૧ કમીટીંગ માજીસ્ત્રેટ (ડીસ્ત્રિક માજીસ્ત્રેટની મંજુરી સાથે.)

### માફી આપવાની શરત.

૧ ગુનાની ખરે ખરી હકીકત જે સખસો તેમાંના સામીલગાર હોય તેવોમાંથી જે બરાબર કહી આપે તેવા એક અથવા તેથી વ-ધારે માણસને માફી આપી શકાય.

૧ એવે પ્રસંગે તેને સાક્ષિદાર ગણી સાક્ષિ લેવી.

૧ જે માજીસ્ત્રેટે માફી કરી હશે તે અથવા માફી આપવાનું કહ્યું હશે તે માજીસ્ત્રેટ તે ગુનાનો ઇન્સાફ કરી શકશે નહી.

૧ માફી આપવામાં સેશન તથા તપાસ કરનારી કોરટ દાખલ થઇ કોરટને અધીકાર.

૨ પોતાની ખાત્રી થાય કે તેવા ગુન્હામાં પોતાની જાતે અથવા બીજાની મારફતે એક અથવા વધારે માણસ સામીલ છે તો તેની સાહેદી ઇન્સાફની વખત લેવાના હેતુથી તેને કમીટ કરનારા માજીસ્ત્રેટ મારફત માફી આપવાનું તેઓ કહી શકે છે.

૧ એવા ગુન્હામાં તોહોમતદારોમાંથી હરકોઇને ઉપર લખેલા કારણસર માફી આપવાનું સેશન કોરટ જાતે કહેવાને મુખત્યાર છે.

માફી આપેલો સખસ ક્યારે પાછો કમીટ થાય.

૧ તેણે જુઠી સાક્ષી આપી જે સરત કરી છે તે સરત મુજબ ચાલે નહી.

૧ ખરાખર હકીકત કહે નહી.

૧ તો પછી સેશન કોરટ અથવા હાઇકોરટ તે સખસને તે ગુના સારૂ માફી આપવાનું કહ્યું હોય તેને કમીટ કરવાનો હુકમ કરી શકે તેમ માજીસ્ત્રેટ પણ કમીટ કરે.

૧ પણ ઇન્સાફ કરયા પહેલાં તેની હકીકત માલુમ પડે તો. નહી તો નહી.

૧ માફી રદ કરી હોય તે માફી વખતે તે સખસે મજકુર કહ્યો હશે તે તેના ઉપર પુરાવમાં લેવાશે.

માફી ક્યારે અપાય (કેવા કામમાં)

૧ જે ગુનાનો ઇન્સાફ સેશન કોરટથીજ થઇ શકે તેવા કામમાં માફી આપેલા સખસને જામીન ઉપર છોડેલો ન હોય, તો ઇન્સાફ થતાં સુધી તેને કેદમાં રાખવો.

## શાહેદો હાજર રાખવા બાબત.

### શાહેદોને હાજર રાખવા સારૂ શું કરવું.

૧ શાહેદોને હાજર કરવા સમનો કરવા.

૧ કોરટમાં હાજર હોય તો તેની સાક્ષી લેવી.

૧ કોરટમાં હાજર ન હોય અને સમન પણ ન કર્યો હોય તેવા શખસની સાક્ષીની જરૂર હોય, તો માજીસ્ટ્રેટે સમન કરવો.

૧ સમનથી હાજર નહી થાય એવી ખાત્રી હોય, તો પકડવાનો વારંટ કરવું.

૧ વારંટ ન બજી શકે તો એક જાહેરનામું કરી પ્રસિદ્ધ જગાએ ચોટવું.

૧ તે જાહેરનામામાં ફલાણે વખતે ફલાણે ઠેકાણે સાક્ષીપુરાવા આવવા લખવું.

૧ તે પ્રમાણે હાજર ન થાય, તો તેની જંગમ મીલકત જપ્ત કરવા હુકમ કરવો.

૧ પણ જપ્તી ખરચ તથા ડી. કો. ક. ની કા. ૧૭૨ મુજબ દંડ થાય તેથી વધારે રકમની મીલકત જપ્ત કરવી નહી.

૧ એ હુકમ જે માજીસ્ટ્રેટે કર્યો હોય તેની હકુમતમાં બજાવી.

૧ પણ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ તે કોરટના હુકમ પાછળ સહી કરશે, તો તે કોરટની હકુમત બહાર આખી ડીસ્ટ્રીકટમાં તે હુકમનો અમલ થશે.

૧ સાહેદ હાજર થઇ કોરટને નહી હાજર થઇ શક્યાના કારણની ખાત્રી કરી આપે તેમજ હું વારંટ ન બજી શકે એવા ઇરાદાથી સંતાઇ બેઠો નહોતો એવું પુરવાર કરી આપે, તો જપ્તીના ખરચ બાબત કોરટને યોગ્ય જણાય તેમ હુકમ કરી જપ્તી ઉઠાવી લેવી.

૧ અગર તે શાહેદ હાજર થઇ ખાત્રી ન કરી આપે, તો જપ્તી

ખરચ તથા ક્રી. પ્રો. કા. ની ક. ૧૭૨ ને આધારે દંડ થાય તે જપ્તી-વાળી મીલકતમાંથી વેચી વસુલ કરવા તે માજીસ્ટ્રેટ હુકમ કરી શકે છે

૧ પણ જો શાહેદ હાજર થઇ જપ્તી ખરચ તથા દંડ ભરે, તો મીલકત છોડવાની આગ્યા [illegible].

૧ સાક્ષીને સમન પોંહચ્યા છતાં હાજર ન થયો હોય તો સમન પોંહચ્યાની ખાત્રી થયે વારંટ કાઢવું.

હાજર થયેલો સખસ જવાબ આપવાની ના કહે તો શું કરવું.

૧ ના કહેવાનું કાંઇ કારણ ન બતાવતાં પોતાના હઠ જારી રાખે, તો પોતાના વારંટથી સાત દીવસની મુદત સુધી કેદ મોકલવા તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ તે મુદત બાદ પણ જવાબ ન આપે તો કોરટના હુકમનો તીરસ્કાર કરવાનો આરોપ રાખી કા. ૪૩૫-૩૬ (આ આકટની) પ્રમાણે કામ ચલાવવું.

કાંમ કમીટ કરવાના કામમાં પ્રથમ ચોકશીમાં સાહેદો હાજર કરવા શું કરવું.

૧ એવા કામમાં વારંટના મુકદમાઓમાં જે રીતે શાહેદને હાજર કરવામાં આવે છે તે રીતે કરવા.

૧ તે પછી તોહમતવાળા સખસ તરફથી તોહમત ખોટું પાડવાના જે શાહેદો બતાવે તેને સમન કરવા.

૧ તોહમતવાળા સખસના સાક્ષીને સમન કરવાની માજીસ્ટ્રેટે ના પાડી હોય તો દફતરમાં કારણ લખવું.

૧ કમીટ કરવા પછી અને ઇન્સાફ થતાં પહેલાં બીજા શાહેદોને સમન કરી શાહેદી લેવાને અને હાજર થઇને શાહેદી પુરવા ને મુચરકા લખાવી લેવા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ તોમતવાળાને કમીટ કરચો હોય ત્યારે કમીટની કોરટમાં જે સાક્ષીયોની ટીપ ક. ૨૦૦ મુજબ આપી હોય તે કોરટે જે કોરટમાં ઇનસાફ થવાનો હોય તે કોરટમાં હાજર થવા તેઓને સમન કરવા.

૧ આ ચોકશીના દરેક પ્રસંગે સાક્ષીની જુબાનીની નકલ ખરચ લીધા વગર તેને આપવી.

### કોઇ શાહેદને સમન કરવા માજીસ્ટ્રેટની મરજી ન હોય અને તોમતવાળો કહેતો હોય તો શું કરવું.

૧ માજીસ્ટ્રેટની નજરમાં આવે કે ઇનસાફ થવામાં ઢીલ થવાના હેતુથી આ શાક્ષીનું નામ લખ્યું છે, તો તેને સમન ન કરવો; પણ

૧ એવે સંશયને પ્રસંગે જો એ સાક્ષીને હાજર કરાવવામાં જે ખરચ માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેટલો તોમતવાળો આપે તો માજીસ્ટ્રેટે સમન કાઢવો.

### જે સાક્ષીયોની સેશન કોરટ અથવા હાઇ કોરટમાં જરૂર હોય તેને સારૂ શું કરવું

૧ જેની જેની જરૂર હોય તેના મુચરકા લેવા, ફરીઆદી સહીત.

૧ મુચરકા લખી આપવાની ના કહેનારને પેરામાં સેશન કોરટમાં મોકલવો.

### સમનના મુકદમામાં શાહેદો હાજર કરાવવા શું કરવું.

૧ ફલાણો શખસ ફરીઆદી અથવા તોમતવાળાની તરફથી જરૂરી શાક્ષીનો છે તો તેને માજીસ્ટ્રેટે પોતાની મેળે સમન કરવો.

૧ પોલીસ અમલદાર વગર વારંટે પકડી શકતા નથી એવા કામમાં સાક્ષીયો હાજર કરવાની ફરજ ફરીઆદી તથા તોમતવાળાની છે.

૧ એવા મુકદમામાં તેઓ જે સાક્ષી બતાવે તેને માજીસ્ટ્રેટ નજરમાં આવે તો સમન કરવા.

૧ તેવા મુકદમામાં શાહેદોને બોલાવવા પહેલાં તેના ખરચનો

આવેજ અનામત મૂકાવવાનો હુકમ કરવા તે માજીસ્ત્રેટને અધિકારછે.

વારંટના મુકદમામાં સાહેદી હાજર કરાવવા શું કરવું.

૧ હકીકતથી વાકેફગાર માણસો, ફરીઆદી કહે અગર પોતાને બીજી રીતે માલુમ પડે તેને સમન કરી બોલાવવા.

૧ તોમતવાળાના સાક્ષિ જેને બતાવે તેને સમન કરવા.

૧ માજીસ્ત્રેટની નજરમાં ક. ૩૫૯ પ્રમાણે ઈનસાફનાં કારણસર ઢીલ થવાના હેતુથી સાક્ષિ લખાવી છે વિગેરે હરકત કરતાં કારણ આવે તો તે સાક્ષીને સમન ન કરવો.

૧ સમન ન કરવાનું કારણ દફતરમાં લખવું.

અપીલ.

૧ માજીસ્ત્રેટ વારંટના મુકદમામાં સાક્ષિને સમન કરવાની ના કહે તે ઉપર શેશનમાં અપીલ તોમતવાળાની આવે.

શેશનમાં ઈનસાફ વખત સાક્ષીઓને હાજર કરવા બાબત.

૧ શેશનમાં હાજર હોય તેવા સાક્ષિને સમન ન કર્યો હોય. તો પણ તેની સાક્ષિ લેવાય. તોમતદાર તરફનો

૧ પણ બીજે પ્રસંગે કમીટ કરનાર અધીકારીને જે સાક્ષિની ટીપ આપવામાં આવી હોય. તેથી વધારે સાક્ષિ તોમતદાર સમન કરાવી બુલાવી શકશે નહી.

૧ પણ નવેસરથી ઈનસાફ થતો હોય. અથવા મુકાએલા તોમતમાં ફેરફાર થઈ ઈનસાફ થતો હોય તેવે પ્રસંગે બીજન જોઈ તેટલા સક્ષિને તોમતદાર સમન કરાવી શકે.

૧ શેશન કોરટમાં કોઈ સાહેદી જવાબ દેવાની ના કહે, તો અને ના કહેવાનું વાજબી કારણ ન બતાવે, તો કોરટને યોગ્ય જણાય તેટલી મુદત તેને કેદ રાખવો.

૧ દરમ્યાન જવાબ અગર જુબાની આપવા કબુલ થાય તો છોડવો.

૧ અગર જે સાહેબ પોતાની હદ જામીન રાખે. તો કોરટના હ-રસ્કાર બાબત ક્રી. પ્રો. કો. ની ક. ૧૭૯ અને આ આકટની ક. ૪૩૦ તથા ૪૩૫ના ઠરાવો મુજબ અમલ થઈ શકે.

દસ્તાવેજી પુરાવો હાજર કરાવવા બાબત શું કરવું.

૧ દસ્તાવેજ કોઇ તપાસનાં અથવા ઇનસાફનાં કામેમાં જરૂરનો છે.

૧ એમ પોલીસની ચોકી જેના હવાલામાં છે તેને અથવા કોરટની નજરેમાં આવે અને ફલાણા માણસ પાસે છે એમ જણાય, તો તેને દસ્તાવેજ હાજર કરવા બાબત સમન કરવો.

૧ પોતાને પ્રથમજ એમ લાગે, કે તે સમનથી દસ્તાવેજ હાજર નહી કરે, તો સમનને બદલે ઝાડો લેવાનું વારંટ કાઢવું.

૧ જે દસ્તાવેજ પોતાની આગળ હાજર થયો છે તે અટકાવી રાખવા અથવા કામ પુરૂ થયા પછી પાછો આપવા હરકોઇ કોરટ હુકમ કરી શકે છે.

## ઝાડો લેવાનાં વારંટો.

એવા વારંટ કયારે આપી શકાય.

૧ ગુનો થયાનું અથવા તેવો શક ગયાનું જાણવામાં આવ્યું હોય.

૧ તે ચોકશીમાં ગુનેગાર સોધવો હોય અગર કાંઇ વસ્તુ સોધવી હોય ત્યારે આપી શકાય.

એ વારંટમાં શું લખવું.

૧ ફલાણાના ઘરનો ફલાણી જગાનો ઝાડો લેવો અગર.

૧ મોઘમ જગાનો ઝાડો લેવા લખી શકાય.

તે ઉપરથી વારંટ બજાવનાર અમલદાર આખી ડીસ્ટ્રીકમાંના ગમે તે ભાગના ઘરનો ઝાડો લેઇ શકે. પણ ફલાણાના ઘરનો અગર ફલાણીજ જગાનો એમ ખસુસ લખ્યું હોય, તો તેથી બીજે વધારે

અધીકાર વારંટ બજાવનારે મલાવવો નહી.

વારંટ આપવાની મનાઇ.

૧ ટપાલખાતાના હવાલામાં પત્ર હોય તે બાબત ડીસ્ત્રીક માજીસ્ત્રેટ સિવાય બીજો કોઇ અમલદાર વારંટ કરી શકે નહી.

ત્યારે એવે પ્રસંગે શું કરવું.

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટનો હુકમ આવે ત્યાહાંસુધી એવા પત્રની સોધ કરાવી અટકાવી રાખવા ટપાલ ખાતાના અધીકારીને નોટીસ આપવા કોઇ પણ માજીસ્ત્રેટ અથવા પોલીસ ડીસ્ત્રીક સુપ્રીન્ટેન્ડેન્ટ મુખત્યાર છે.

૧ પછી ડીસ્ત્રીક માજીસ્ત્રેટ તેવા પત્ર સ્વાધીન કરવા બાબત ટપાલના અધીકારીને હુકમ કરવા મુખત્યાર છે.

ઝાડો લેવાનું વારંટ કોણે અને કોના નામનું કરવું.

૧ કોઇ પણ માજીસ્ત્રેટે કરવું.

૧ પોલીસ અમલદારના નામનું કરવું.

૧ પોલીસ અમલદાર મળી શકતો ન હોય, તો ઝાડો તુરત લેવાની જરૂર તે માજીસ્ત્રેટને લાગે, તો બીજા માણસના નામનું કરવું.

૧ પણ એવે પ્રસંગે દફતરમાં કારણ લખવું.

વારંટ બજાવવાની રીત.

૧ જે પોલીસ અમલદારના નામનું વારંટ હોય તે જો ન જાઇ શકે, તો તેના હાથ તળેનો બીજો અમલદાર બજાવી શકે.

૧ તેવે પ્રસંગે એ વારંટ પાછળ બીજા પોલીસ અમલદારનું તેણે નામ લખવું.

૧ જે ડીસ્ત્રીકનું વારંટ હોય તે ડીસ્ત્રીકમાંજ બજાવવું.

૧ બીજી ડીસ્ત્રીકમાં બજાવવું હોય તો તે વારંટ પાછળ તે માજીસ્ત્રેટે પોતાનું નામ લખવું.

૧ એ નામથી વારંટ બજાવનાર અમલદારને તે ડીસ્ત્રીકમાં પુરો અધીકાર છે.

૧ અથવા જે માજીસ્ત્રેટની સ્થાનીક હકુમતમાં ઝાડો લેવો હોય તે માજીસ્ત્રેટના નામનું વારંટ થઇ શકે.

૧ પછી તે માજીસ્ત્રેટ તે વારંટ પાછળ સહી કરે એટલે જાણે પોતેજ વારંટ કાઢેલું હોય એમ પોતાની હદમાં બજી શકે.

બીજી ડીસ્ત્રીકના માજીસ્ત્રેટની સહી લેવા જઇશું, તો જે ચીજ બાબત ઝાડો લેવો છે તે ચીજ હાથ લાગશે નહી, તો તે માજીસ્ત્રેટની સહી વગર વારંટનો અમલ કરવા વારંટ બજાવનાર મુખ્તાર છે.

૧ જેને માટે ઝાડો લેવાય છે તે વસ્તુ જડી, તો જે અમલદારે વારંટ કરયુ છે તે કરતાં જેની હકુમતમાંથી જડી છે તે નજીક છે, તો તેની પાસે તેવસ્તુ લેઈ જવી.

૧ તેવી રીતે લેઇ જવા પછી તે માજીસ્ત્રેટની નજરમાં આવે, તો જે માજીસ્ત્રેટે વારંટ કરેલું છે તેની પાસે તે ગીજાકત મોકલવી.

ઝાડો લેતાં વસ્તુ ન જડે તો.

૧ જેણે ઝાડો લેવાનું વારંટ કહાડ્યું છે તેને હકીકત લખી મોકલવી.

૧ જે માજીસ્ત્રેટની સ્થાનીક હકુમતમાં ઝાડો લીધો હશે તેને રપોટ કરવો.

૧ કોઈ ઇલાકાના મુખ્ય સેહેરમાં એ ઝાડો લેવામાં આવે ને તે વસ્તુ જડે, તો તે વસ્તુ ત્યાંના પોલીસ કમીશનર અગર પોલીસ માજીસ્ત્રેટ પાસે લેઇ જવી.

૧ તેમણે એ ચીજ રોકવાનું કાંઇ કારણ ન હોય તો, વારંટ કરનાર માજીસ્ત્રેટ પાસે તે ચીજ હાજર કરવા લેઇ જવાનો હુકમ કરવો.

## માજીસ્ત્રેટને વારંટ કરવાનો અધિકાર.

૧ પોતાની હદમાંજ વારંટ કરી શકે.

૧ જરૂરી પ્રસંગે હકુમત બહારની જગોમાં ઝાડો લેવા વારંટ કરી શકે.

૧ અને તે એટલે સુધી કે જે માજીસ્ત્રેટની હકુમતમાં તેવારંટ બજવા જેવું છે તેની સહી લીધા પછી અગર સહી લીધા વગર તે વારંટ બજાવવું એમ ફરમાવી શકે.

## હકુમત બહાર બજાવવું હોય (માજીસ્ત્રેટના પોતાની) તે પ્રસંગે શું કરવું.

૧ જે માજીસ્ત્રેટની સ્થાનીક હદ હોય તેને જે ઘર અથવા જગાનો ઝાડો લેવો હોય તે બાબત માજીસ્ત્રેટે ખબર કરવી અને ઇલાકાનું મુખ્ય શેહેર હોય, તો તે વારંટ મોકલ્યાની ખબર પોલીસ કમીશનરને કરવી.

૧ એવાં વારંટ ટપાલની મારફત મોકલી શકાય, તેવારંટ તે માજીસ્ત્રેટના નામનું કરવું.

૧ પછી તે પોતાનું જ વારંટ છે એમ સમજી બજાવવું.

૧ ઇલાકાના મુખ્ય શેહેરમાં પોલીસ કમીશનર અથવા કોઇ પોલીસ માજીસ્ત્રેટના નામનું વારંટ કરવું.

૧ તે અમલદારોને ઝાડો લેતાં જે ગુનાવાલી મીલકત જડે તે રોકવાનું યોગ્ય કારણ ન હોય, તો વારંટ કરનાર માજીસ્ત્રેટ તરફ તે મોકલી દેવી.

## વારંટ બાબત ડીસ્ટ્રીક માજીસ્ત્રેટ ડીસ્ત્રીક ભાગનો માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર.

૧ ખબર મળવાથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોક-

કશી કરવાથી ખાતરી થાય, તો નીચે લખ્યા પ્રમાણે વારંટ કાઢવા તેઓ મુખત્યાર છે.

૧ અમુક ઘર અથવા જગા ચોરીની મીલકત રાખવા દાખલ વપરાય છે.

ઝાડો લેવા બાબત પોલીસનો અધિકાર.

૧ જે ગુનાની તપાસ કરવાનો તેને અધિકાર છે તે ગુનાની તપાસમાં ફલાણી વસ્તુની જરૂર છે એમ જણાય, તો તેને સોંપેલી હદનાં કોઈ પણ ભાગનાં ઘર, અથવા, જગાનો ઝાડો લેવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે.

૧ તે શોધ બની શકે તો તે અમલદારે જાતે કરવો.

૧ નહી તો પોતાના હાથ તળેના હરકોઈ અમલદારને શોધ કરવા ફરમાવવું.

૧ પણ જ્યારે હાથ તળેનો અમલદાર શોધ કરતો હોય ત્યારે તેણે તેને લખીત હુકમ આપવો.

૧ તેમાં કઈ વસ્તુ બાબત કયા ઘર તથા કઈ જગાનો ઝાડો લેવો છે તે લખવું.

૧ એવો હુકમ મળા પછી હુકમ પ્રમાણે હાથ તળેના અમલદારથી શોધ થઈ શકે.

૧ પોલીસ અમલદાર પોતે પોતાની હદમાં જે ચીજનો શોધ કરે છે તે બીજા પોલીસ અમલદારની હદમાં હશે એમ લાગે, તો તે અમલદારને શોધ કરવા લખી મોકલવું.

૧ પછી એ બીજા અમલદારે પોતાની હદમાં તેનો જાતે અગર તાબાના અમલદાર મારફત શોધ કરાવવો.

૧ અને જો કાંઈ ચીજ શોધ કરવામાં ઝાડો લેતાં જડે, તો જે અમલદારે પોતાને લખ્યું હોય તેનાં તરફ મોકલી દેવી.

૧ પોતાની હદમાં ખોટાં કાટલાં, કે માપ, અથવા તોળવાનાં એવાં

પંચો અમુક ઠેકાણે છે એમ માલુમ પડે, તો તે જગામાં જવા તેને અધિકાર છે. અને એવા માપ કે જોખનાં સાધનો મળે તે પકડી લેવા તેને મુખત્યારી છે.

૧ પણ જે માજીસ્ત્રેટનો અધીકાર હોય તે માજીસ્ત્રેટને પકડયા પછી તુરતજ ખબર આપવી.

૧ બંધ કરેલા ઘરનો ઝાડો લેવો હોય તો.

૧ તે જગામાં જે શખસ રેહેતો હોય તેને અથવા જેના હવાલામાં તે જગા હોય તેને અંદર જવા બાબત કેહેવું.

૧ પછી જો તે વગર અડચણે અંદર જવાદે તો જવું.

૧ અને જે શોધ કરવો હોય તે જેમ સેહેલ પડે તે રીતે કરવો.

૧ પણ પોતાને ઘરમાં જવાનો અધીકાર મળ્યો છે, અને ફલાણા કામ સારૂ હું આવ્યો છું માટે મને એ ઘરમાં જવાદો એમ કહ્યા છતાં જો ન જવા દે; તો ઘર, અથવા, જગાની માંહેનો, કે, બહારનો, દરવાજો કે બારી ફોડવા તે અખત્યાર પામેલો અધિકારી મુખત્યાર છે.

જનાનાનો ઝાડો લેવો હોય તો.

૧ જે ઓરડામાં જનાનો છે કે જેમાં આબરૂદાર સ્ત્રીઓ છે. અને તેમા રેહેનારમાંની કોઇ બાયડીને પકડવાનું વારંટ થયું નથી. તો વારંટ બજાવનાર અમલદારે ઓરતોને બીજી જગામાં જવા યોગ્ય મુદત (વેળા) ની ખબર આપવી.

૧ તેટલી મુદમાં તે ઓરતોને તે જગેથી નીકળી બીજી જગે જવાની છુટ છે.

તે પ્રમાણે કરયા પછી તે વારંટ બજાવનાર અંદર જઇ શકે છે.

૧ પણ આ પ્રમાણે ચાલતાં તેણે પુરી નજર રાખવી, કે પેરવી કરવી. કે ઓરતો તાંહાંથી ગુપ્ત રીતે કાંઇ ચીજ લેઇ જઇ શકે નહી.

## ઝાડો શી રીત લેવો.

૧ જે જગા કે ઘરનો ઝાડો લેવો હોય તે ઘર અથવા જગા જ્યાં હોય ત્યાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓને ઝાડો લેતી વખત હાજર રહી જોવાને કેહેવું.

૧ એ ઝાડો તેઓના દેખતાં લેવો

૧ જે ઘરમાં ઝાડો લેવાનો હોય તે ઘરમાં રેહેનારને અથવા તેની વતી કોઇ સખસને ઝાડો લેતી વેળા હર વખત હાજર રેહેવા દેવો.

૧ કોઇ બાયડીનો ઝાડો લેવાની જરૂર પડે તો દેશની રીતભાત પર પકી નજર રાખી ઝાડો લેવો.

૧ વારંટમાં જામીન લેવાનું લખ્યું હોય તે જામીન ન મળે, તો અથર જામીન લેવા લખ્યું નહી હોય અગર કોઇને વગર વારંટે પકડ્યો હોય ને જામીન લેઇ તેને છોડ્યો નહી હોય તેવે પ્રસંગે તેને કબજામાં રાખતી વખત તેનો ઝાડો લેવો.

૧ ઝાડો લેતાં તે સખસનાં શરીર ઉપર જરૂરી કપડાં સિવાય બીજી વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવી એ પકડનાર અમલદારનું કામ છે.

૧ એવી રીતે જે વસ્તુ પોતાની સંભાળમાં હોય તેની યાદી ડાયરી સાથે અથવા કામ આખરના રીપોટ સાથે મોકલવી.

૧ ઝાડો લેવામાં જે આબરૂદાર ગ્રહસ્થો હાજર રહ્યા હોય તેમને માજીસ્ટ્રેટ ખસુસ સમન ન કરે ત્યાંહાંસુધી માજીસ્ટ્રેટના કોરટમાં તેમને હાજર થવું પડશે નહી.

## જામીન બાબત.

### ચોકસી તથા ઇન્સાફ ચાલતી બાબત જામીન ક્યારે લેવાય.

૧ જામીન લઇ શકાય એવા ગુન્હાનું તોહોમત હોય તો.

૧ જામીન ન લેઇ શકાય એવો ગુન્હો હોય તો પણ માજીસ્ટ્રેટ-

ની નજરમાં પુરાવ નબળો આવે તો જામીન લેઇ શકે.

૧ અપીલ થઇ હોય કે નહી, તો પણ તોહોમતવાળાનો જામીન લઈ શેશન કોરટ છોડવા હુકમ કરી શકે છે.

૧ જામીનની રકમ શેશન કોરટ ઓછી કરી શકે છે.

જામીન શીરીતે લેવા

૧ તોહોમતવાળા પાસેથી યોગ્ય રકમનો જામીન મુચરકો લેવો ને લખાવી લેવો.

૧ તેમાં ફલાણી જગાએ તથા ફલાણી વખતે તથા કોરટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી હાજર રહીશ, તેમજ જરૂર પ્રમાણે શેશનમાં કે બીજી કોરટમાં હાજર રહીશ એમ લખાવવું જોઇએ.

૧ દગાથી કે બીજા કારણથી કાચો જામીન લેવાણો હોય, તો ફરી પાકો લેઇ શકાય છે.

૧ તોમતવાળાને ફરમાવ્યું હોય તે વખતે જામીન ન મળે, તો ગુનો સાબીત થયો હોય તે પહેલાં જામીન ન લેઈ શકાય.

જામીન આપ્યા પછીની વ્યવસ્થા.

૧ જામીન આપતાં સુધી કેદ હોય તો તેને છોડી દેવો.

જામીનના છુટકારા બાબત.

૧ જામીન પોતાના છુટકારા બાબત માજીસ્ત્રેટને અરજ કરી શકે છે.

૧ અરજ કરી એટલે માજીસ્ત્રેટે આરોપ ધણીને પકડવા વારંટ કાઢવું.

૧ તે માણસ હાજર થાય કે તેને બીજા જામીન આપવા ફરમાવવું.

૧ બીજો જામીન આપે ત્યાં સુધી કેદ કરવો.

૧ જેટલો માણસ હાજર થાય એટલે જામીન મુચરકો રદ થયો ગણાય.

## મુચરકાની શરત તુટે તો શું કરવું.

૧ હાજર થવાનો મુચરકો લખી આપનાર હાજર ન થાય તો મુચરકો મજાવવો.

૧ મુચરકાની સરત પ્રમાણે દંડ ન ભરે તો ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટની હકુમતમાં તેની જંગમ મીલકત મળે તે જપ્ત કરી વેચવા વારંટ કાઢવું.

૧ બીજી ડીસ્ટ્રીક્ટમાં તે વારંટ બજાવવું હોય, તો તે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટની તે ઉપર સહી જોઈએ.

## જામીની કરાર તુટે તો શું કરવું.

૧ જામીનોને દંડ ભરવો અગર શા માટે ન ભરવો તેનું કારણ બતાવવા નોટીશ આપવી.

૧ જામીન તરફથી બચાવ ઠીક પ્રકારે કરવામાં ન આવે, તો ડીસ્ટ્રીકના હદમાં તેની જે જંગમ મીલકત જડે તે જપ્ત કરી વેચવાનું વારંટ કાઢવું.

૧ ડીસ્ટ્રીક બહાર કાંઈ જંગમ મીલકત હોય, તો બહારની ડીસ્ટ્રીકનો માજીસ્ટ્રેટ તેની ઉપર સહી કરેથી તે વારંટ તે હદમાં બજી શકે.

૧ તે પ્રમાણે દંડ આપવામાં ન આવે તથા જપ્તીથી વસુલ થાય નહી, તો તે જામીન ૬ મહીના દીવાની તુરંગમાં કેદ રેહેવા લાયક થશે.

## માજીસ્ટ્રેટનો અધીકાર.

૧ હાજર થવાનો કરાર તુટ્યા વગર દંડ વસુલ કરવાની સતા નથી.

૧ શેશન કોરટ ભરાતી હોય તાંહાંથી દશ માઇલને છેટે જે સખસો રહેતા હોય તેઓનાં નામ લખવા ટીપ કરનાર અમલદારને યોગ્ય લાગે તો લખવાં.

૧ સ્થાનીક સરકાર એથી વધારે અંતરે રહેનારને જ્યુરર કરવાનું ફરમાવે તો કરવા.

૧ જ્યુરર થવાને વીદ્વાન તથા આબરૂવાન જોઇએ.

૧ ટીપમાં નામ, રહેવાનું ઠેકાણું. ધંધો તથા તે કોણ છે. તે લખવું.

૧ યુરોપીયન કે અમેરીકન હોય તો તે લખવું.

૧ એવી ટીપ તૈયાર થાય કે તેને નીચે લખ્યા પ્રમાણે પ્રસિદ્ધ કરવી.

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટની કોરટમાં ચોઢવી

૧ ડીસ્ત્રીક દીવાની કોરટમાં ચોઢવી.

૧ જ્યુરરો જે શેહેરકે શેહેરની પડોશમાં રહેતા હોય તેની પ્રસિદ્ધ જગાએ ચોઢવી.

૧ એ ટીપ નીચે કોઇને હરકત લેવાની હોય તો અમુક વખતે લેવી એમ લખવું.

૧ હરકત લેનારનો ફેસલો કલેકટર જડજ અથવા ટીપ તૈયાર કરનાર અમલદાર કરશે.

૧ તપાસ કરવામાં શેશન જડજે કલેકટર અથવા તૈયાર કરનાર અમલદાર સાથે બેસવું.

૧ તપાસ કરતાં જે ફેરફાર કરવો હોય તે કરવો. અગર માણીનો ફાયદો લેતો હોય, તો તેનું નામ તપાસ કરવા બેઠેલા અમલદારનું મત જુદું પડે, તો જ્યુરરમાંથી કાઢી નાખી નવો દાખલ કરવો.

૧ ટીપ તૈયાર કરવાની બાબતમાં તપાસનાર અમલદાર જે હુ-

કમ કરે તે છેલ્લો સમજવો.

૧ એવી રીતે તૈયાર કરેલી ટીપ ઉપર તપાસનાર અમલદારે સહી કરી શેશન કોરટમાં મોકલી દેવી.

૧ એ ટીપની વરસો વરસ તપાસણી કરવી.

૧ એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી.

૧ અને તપાસ વખતે તેને ઉપરના સઘળા નિયમ લાગુ છે.

૧ જ્યુરરો, એકવીસથી સાઠ વરસ સુધીની ઉમરના મરદો જ્યુરર દાખલ કામ કરવામાં શક્તિવાન ગણવા.

જ્યુરર થવાને અશક્ત છે તે.

૧ તે કોરટ મધે અથવા તેના હાથ તળે કાંઇ હોદો ધરાવનારા સખસો.

૧ પોલીસના નોકરો અથવા જેને પોલીસનું કાઈ કામ સોંપ્યુ છે તે.

૧ રાજ્યવિરૂધ ગુન્હા જેના ઉપર સાબીત થયા હોય તે.
૧ કાઈ દગા ભરેલા કે બીજા કાંઇ ગુના સાબીત થયા હોય તે
} કે જે ઉપરથી એ ટીપ કરનાર અમલદારની નજરમાં જરૂર જ્યુરર કરવા યોગ્ય આવે તે.

૧ તે કામ ન થઇ શકે એવી કાંઇ શરીર કે મનની અશક્તતા.

૧ દુનીઆદારીની સરવે ચિંતા તજી છે એવા વિરક્ત સખસો.

માફી છે

૧ ડીસ્ત્રીક માજીસ્ત્રેટથી ઊંચા દરજાના જે આફીસરો મુલ્કી ખાતામાં નોકરછે તે.

૧ જડજો તથા ઇન્સાફી અમલદારો.

૧ રેવીન્યુ તથા કસ્ટમ કમીશનરો તથા કલેકટરો.

૧ કસ્ટમ ખાતામાં દાણચોરી અટકાવનાર નોકરો.

૧ રેવીન્યુ વસુલાતના કામમા જે સખસો લાગેલા હોય તેમાંથી

કોઇને માફ કરવાનું કલેકટર યોગ્ય ધારે તે.

૧ પાદરી વગેરે ધર્માધ્યક્ષો.

૧ લશ્કરી નોકરીમાંના સઘળા સખસો તેઓને કોઇ ચાલુ કાયદા પ્રમાણે ખસુસ એ કામ કરવુ પડતુ હોય ત્યારે.

૧ દાકતર અથવા જે સખસો હમેશ ખુલી રીતે વઇદનો ધંધો કરતાં હોય તે.

૧ ટપાલ તથા તારખાતાના નોકરો.

૧ જે સખસો બરોબર પોતાના ધર્મના કામમાં ઉપાધ્યાયઅથવા આ-ચારયનું કામ કરતા હોય તે.

૧ સ્થાનીક સરકારે માફી આપી છે તે સઘળા સખસો તથા.

૧ દીવાની કાયદાની કલમ ૨૨ થી છુટ છે તે સખસો.

૧ આ માફીનો ફાયદો લેવો ન લેવો એ માફીવાળા માણસના હાથમાં છે.

૧ એ સખસો જ્યુરર કે આસેસર થવાને અયોગ્ય નથી.

૧ માફીવાળા સખસને રાણીની વિલાયતી રઇયતના ઇનસાફ વ-ખત સમન કરવાને (જ્યુરર દાખલ) સેશન કોરટને અધિકાર છે.

## જ્યુરરોને સમન કરવા બાબત.

૧ સેશનમાં ઇનસાફ થવાનો હોય તે પહેલાં ત્રણ દીવસ અગાઉ જ્યુરર અથવા આસેસરને સમન કરવા માજીસ્ટ્રેટને લખવું.

૧ જેટલા જોઇતા હોય તેથી બમણા કરતાં ઓછાને સમન ન કરવા.

૧ સમન કરવા હોય તેના નામ ખુલી કોરટે ચીઠીથી કાઢવાં.

૧ પણ છ મહીનામાં જેણે કામ કરયું હોય તેને બાતલ કરવા.

૧ પણ તેમને લીધા વિના જોઇતી સંખ્યા પુરી ન થતી હોય તો લેવા.

૧ એવા વીણી કાઢેલા નામ માજીસ્ટ્રેટને મોકલવાં એટલે તે

સમન કરે.

તોમતવાળો સખસ અથવા તેઆનો એક યુરોપીયન
મેરીકન હોય તો શું કરવું?

૧ તો જ્યુરીથી ઈન્સાફ કરવા જેવો હોય તો તેમા જેટલા યુરોપીયન અમેરીકન જ્યુરર જોઇએ તેને કામ ચલાવતા પેહેલાં બધા દિવસ આગાઉ શેશન કોરટે સમન કરવા.

૧ અને તેટલા બીજા સખસને સમન કરવા. પણ પુર્વે સમન કર્યા હોય તો તેમ ન કરવું.

૧ સમન પોહોચ્યા પછી હાજર થએલા સખસોમાંથી પસંદ કરી જ્યુરર ચીઠીથી લેવા પણ તે યુરોપીયન, અમેરીકનની યોગ્ય સંખ્યા અથવા તેની પાસે પાસેની સંખ્યા થાય ત્યાંહાં સુધી લેવ.

૧ યુરોપીયન જ્યુરી ન મળી શકે તો દેશી જ્યુરરોથી ભારો ઈન્સાફ કરો એમ્મી તે યુરોપીયન, અમેરીકન તોમતદાર માંગણી ન કરે તો ઉપર લખેલી રીતે મળેલી જ્યુરીથી તેનો ઇન્સાફ થશે (મતલબ જેટલા યુરોપીયન અમેરીકન મળે તેટલા અને બાકીના દેશી.)

સમન પોચાડવાની રીત.

સમનમા લખવું કે તમે જ્યુરર કે આશેશર દાખલ ફલાણે ઠેકાણે હાજર થજો.

૧ હાથોહાથ પોચાડવો.

૧ પણ જેને સમન કર્યો છે તે પોતાને હમેશને રેહેવાને ઠેકાણેથી ગેરહાજર હોય, તો તેના કુટંબનાં તેની સાથે રેહેનાર પાકી ઉમરના મરદને સમન આપી શકાય.

૧ જો જ્યુરરોને સમન કરયો છે તેથી કામ વધારે છે, તો બીજા જ્યુરરોને સમન કરવાનું શેશન કોરટ માજીસ્ટ્રેટને ફરમાવી શકે છે.

૧ જ્યુરર દાખલ આવનાર સરકારી અમલદાર હોય, તો તેના ઉપરી મારફત સમન મોકલવો.

૧ પણ તેના હાજર કરવાથી જણાય, કે સરકારી કામમાં અડચણ થયા સિવાય તે હાજર નહી થઇ શકે, તો શેશન કોરટ તેને માફી આપવા મુખત્યાર છે.

૧ યોગ્ય કારણસર કોઇ આશેશર અથવા જ્યુરરને માફી શેશન આપી શકે છે.

૧ જ્યુરરે તથા આશેશરે જે શેશનમાં કામ કરયુ હોય તેના નામની ટીપ તૈયાર કરવી.

૧ તેવી ટીપ તપાશેલી ટીપની સાથે રાખવી અને જે નામો આવી ગયા હોય તેની હાંસીઆમાં શુચના કરવી. (તપાશેલી ટીપના હાંશીઆમાં).

૧ જ્યુરર તથા આશેશર હાજર ન થાય તો શું કરવું.

૧ સમન પોહચ્યા પછી કાયદેસર કારણ વીના હાજર થવામાં કસુર કરે અથવા હાજર થાય પછી કોરટની રજા વિના જાય અથવા ઠરાવેલા વખતે હાજર ન થાય, તો શેશનકોરટ રૂ૧૦૦) સુધી દંડ કરી શકે.

૧ તેદંડ શેશન કોરટની હકુમત મધેની તેની જંગમ મીલકત જપ્ત કરી વેચી વસુલ કરવા ડીસ્ત્રીક માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૧ એટલુ કરતાં દંડ વસુલ ન થાય તો પંદર દિવસ સુધી દીવાની તુરંગમાં કેદ રાખી શકાય.

૧ પણ પંદર દિવસની મુદત પહેલાં ત દંડ ભરે, તો તેને ત્યાર પહેલાં છોડવો.

## પરચુરણ.

પોલીસ અમલદાર નીચે લખેલી મિલકત પકડે ત્યારે શી રીતે કરવું.

૧ ચોરીએ ગયેલી વસ્તુ.

૧ ગુનો થાય તેવો શક ઉત્પન્ન કરનારી વસ્તુ.

૧ એ બાબત ડીસ્ત્રિક્ટ માજીસ્ત્રેટને રીપોટ કરવો.

૧ તે માજીસ્ત્રેટ તે મિલકત બાબત જે હુકમ કરે તે માનવો.

૧ મિલકત બગડી જતી હોય અને વેચવાથી ધણીને ફાયદો છે એમ માજીસ્ત્રેટના ધ્યાનમાં આવે, તો હરકોઈ વખત તે મિલકત વેચવાનો હુકમ કરવો.

૧ ઉપજેલું નાણું ધણીને સારૂ અનામત રાખવું.

પકડેલી મિલકતનો ધણી માલુમ પડે નહી તો શું કરવું.

૧ તે વસ્તુનું બયાન લખી જાહેરનામું કરવું.

૧ જાહેરનામું છ માસની મુદતનું કરવું.

૧ એ મુદતમાં કોઈ હાજર થઈ પોતે માલીક છે એમ ન બતાવે તો તે ઉપર બ્યવસ્થાધિકારનો ધણી.

૧ તે મિલકત વેચી નહી હોય, તો તે મુદત પછી ઉકળ લખેલા અધિકારી વેચશે.

૧ ડીસ્ત્રિક માજીસ્ત્રેટ, પહેલા વરગનો માજીસ્ત્રેટ, ડીસ્ત્રિક ભાગનો માજીસ્ત્રેટ.

૧ પણ પહેલા વરગના માજીસ્ત્રેટને એ બાબત ખાસ અખતાર ગળેલો જોઈએ.

## ગુનાવાળી મિલકતનું પરિણામ.

૧ જે ચીજ બાબત ગુનો થયો છે તેમાં ઇનસાફ થયા પછી તે ચીજ બાબત હુકમ કરવાને ઇનસાફ કરનારી કોરટ મુખત્યાર છે.

૧ સદરહુ હુકમ બંધ રાખવા કે તેમાં ફેરફાર કરવા અથવા રદ કરવા અપીલ કોરટ, અથવા લખી પુછવાની કોરટ, અથવા તપાસની કોરટ મુખત્યાર છે.

૧ પણ એ કોરટાએ ગુનાવાળી મિલકત સોંપવા બાબત ડીસ્ત્રિક માજીસ્ત્રેટ અથવા ડીસ્ત્રિક ભાગના માજીસ્ત્રેટને હુકમ કરવો.

૧ તે માજીસ્ત્રેટે તે મિલકત બાબત જેમ પોલીસના રીપોટપરથી તજવીજ કરેછે તેમ કરવી.

## ફરીયાદી તથા સાક્ષિનો ખરચ.

૧ સ્થાનીક સરકારે ઠરાવેલી રૂલ પ્રમાણે ઇન્સાફ કરનારી કોરટે અપાવવો.

૧ કોરટમાં સમજાવનાર રાખવાની જરૂર હોય અને સમજાવનાર રાખે તો તેની ફરજછે, કે તેણે બરોબર કોરટને ખરો તરજુમો સમજાવવો.

## ગાંડા માણસો બાબત.

### તોહમતવાળો સખસ ગાંડો જણાય ત્યારે શું કરવું.

૧ માજીસ્ત્રેટે ખાત્રી કરવી.

૧ દાક્તરી અમલદાર પાસે તપાસવા મોકલવો.

૧ પછી તે અમલદારની જુબાની લેવી.

૧ બાદ ગાંડો છે એવું સાબીત થાય, તો મુકદમો બંધ રાખવો.

૧ પણ તેણે દીવાના પણામાં જે કામ કરયું છે તે સાજો હોત ને કરયું હોત, તો સેશન લાયક ગુનો થાત. તો તે ગાંડાને સેશનમાં મોકલવો.

૧ તોહોમતવાળો ચોકશીની વખતે દીવાનો જણાય, તો પણ તેને ઉપરના ઠરાવ લાગુ છે.

### એવાં કામ સેશનમાં આવે ત્યારે સેશનને શું કરવું.

૧ ઇન્સાફની વેળા ગાંડો જણાય તો તજવીજ કરી ખાત્રી કરવી.

૧ બાદ તોહમતવાળો ગાંડો છે. માટે ઇન્સાફનું કામ મુલત્બી રાખવું એમ ખાસ ફેંસલો આપવો.

## ઇન્સાફનું કામ મુલતવી રાખવામાં આવે ત્યારે ગાંડાઓને છોડવા બાબત.

૧ જો જામીન લેઇ શકાય એવા ગુનાનું તોહમત હોય, તો તેને છુટો રાખવાથી કોઇને નુકશાન નહી કરે તથા તેની બરાબર સંભાળ કરવામાં આવશે, તથા હુકમ થાય ત્યારે હાજર કરવામાં આવશે એવા જામીન આવેથી હકીકત પ્રમાણે માજીસ્ટ્રેટ કે શેશન છોડી શકે.

## તેઓને સંભાળી રાખવા બાબત.

૧ જામીન ન લેઇ શકાય તેવો ગુનો હોય તો અથવા જામીન ન આપે તો સરકારને રીપોટ કરી જે જગામાં કેદ રાખવા ફરમાવે તે જગામાં રાખવો.

## ગાંડાઓને તપાસવાનો અધીકાર.

૧ તુરંગના ઇન્સપેકટર જનરલ.

૧ લ્યુનાટીક અસાઇલમના વીઝીટર.

૧ શેશન કે માજીસ્ટ્રેટ જે માણસને નીમે તે (આ માણસનું સરટીફીકેટ ઉપલા અમલદારના સરટીફીકેટ તુલ્ય છે.

૧ જામીનોની ફરજ છે કે તેને તેવા માણસ પાસે હાજર કરે.

## ચોકશી તથા ઇન્સાફ ક્યારે જારી થાય.

૧ હકીકત હોય તે પ્રમાણે માજીસ્ટ્રેટ કે શેશન કામ ચલવી શકે.

૧ તે વખત તોહોમતવાળો કેદ હોય, તો ત્યાંહાંથી અગર જમાન પાસેથી હાજર કરાવી શકે.

૧ પોતાની નજરમાં આવે કે તોમતવાળો હાજર છે તે જવાબ દેવા શકત્તીવાન છે તો ચોકશી તથા ઇન્સાફનું કામ ચલાવવું.

૧ એમ ન હોય તો પાછું મુલતવી રાખવું.

ગાંડાના છુટકારા બાબત.

૧ દિવાનાપણામાં ગુનો કર્યોછે એમ લખી છોડી દેવામાં આવે ત્યારે ગુનો કર્યો છે કે નહી તે સ્પષ્ટ લખવું.

૧ એરીતે છોડવામાં આવે તે સખસને યોગ્ય જગામાં કેદ રાખી હુકમ થવા સ્થાનીક સરકારને તે કોરટે રપોટ કરવો,

૧ સ્થાનીક સરકાર જે જગામમાં રાખવા હુકમ કરે ત્યાં રાખ્યો એવા ગાંડાઓને દર છ છ મહીને એકવાર ઇન્સપેકટર જનરલ અથવા લ્યુન્ટીક અસાઇલમના વીઝટેરે જોવા જોઇએ.

તપાસનું પરીણામ.

૧ જવાબ કરવા એ ગાંડો શકુતીમાન છે એવું સરટીફીકેટ આપે.

૧ તો તેને હકીકત હોય તે પ્રમાણે માજીસ્ટ્રેટ કે શેશન કોરટ કરાવે ત્યારે તેમના પાસે લેઇજવો.

૧ તે કોરટોએ વીઝાટરોનું સરટીફીકેટ પુરાવમાં ગણવું.

૧ તે વીઝાટરો ગાડાંને છોડી મુકવાનું સરટીફીકટ આપે ત્યારે સ્થાનીક સરકારે કમીશન કરાવવું.

૧ કમીશનમાં શેશન જડજ અને બે ડાકટરી અમલદાર જોઇએ તઓ તેના મનની સ્થીતી તપાશી સરકારને રીપોટ કરે તે ઉપરથી છોડી દેવા અથવા કેદમાં અટકાવી રાખવાનો હુકમ સરકાર કરી શકેછે.

૧ વીઝટરોનું એવું સરટીફીકેટ હોય, કે ગાડાંને છોડી મુકવાથી કાંઇ નુકશાન નથી, તો તેઉપરથી છોડી મુકવા, અટકાવી રાખવા, અગર બાડાંના આશ્રય સ્થાનમાં મોકલવા સરકાર મુખત્યાર છે.

૧ ગાંડા માણુસનો મીત્ર કે સગો તેની સંભાળ રાખવાની ખાત્રી કરી આપે અને તે તથા કોઇને નુકશાન તેનાથી નહી થવા દેશે એ બંને બાબત જામીન આપી સ્થાનીક સરકારની ખાત્રી કરે, તો તેને સોંપવો.

૧ એવી રીતે હવાલે કરવામાં આવે તો સરકાર ઠરાવે તે અમલદાર વખતે વખત તેને તપાશી શકે.

૧ એ તપાસનાર અમલદારનું સરટીફીકેટ લ્યુનાટીકઅસાઇલમના વીઝીટર તથા ઇન્સપેકટર જનરલના સરટીફીકેટ તુલ્ય છે.

૧ રાણીની વિલાયતી રઇયતમાં જો કોઇ ગાંડો હોય તો તે બાબત બાબ ૭ પ્રમાણે કામ ચલાવવું.

## કોરટના તીરસ્કાર બાબત.

નીચે લખેલા કામોમાં જે કોરટ રૂબરૂ તીરસ્કારનો ગુનો બન્યો હોય તે કોરટ ઇન્સાફ કરી શકે.

૧ કોઇ નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી.

૧ અગર તે લેખ કોઇ ઇન્સાફી કોરટમાં હાજર કે સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય તો.

૧ કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગન ખાવાનું ફરમાવ્યા છતાં શોગન ખાવાની ના કેહેવી.

૧ સાચુ બોલવાને કાયદા પ્રમાણે બંધાયા છતાં કોઇ સવાલના જવાબ દેવાની ના કેહેવી.

૧ કોઇ સરકારી નોકર મુકદમાના (ઇન્સાફી) કોઇપણ ભાગમાં બેઠા છતાં તેનું ઇરાદાથી અપમાન કરવું અથવા તેને હરકત કરવી.

૧ ઉપર બતાવી તે કલમો પ્રમાણેનો ગુનો કરીએ, કે ગુનેગારીઓને, જે કોરટ રૂબરૂ કર્યો હોય તે કોરટ તેનો ઇન્સાફ કરી શકે.

૧ તીરસ્કાર થયો ને વખતે કરનારને પેહેરામાં મોકલે.

૧ અને તેજ દિવસે કોરટ ઊઠતાં પહેલાં તેનો ઈન્સાફ કરે.

૧ શું શું કરેથી તીરસ્કાર થયો તે તથા તોગતદારનો જુવાબ સાંભળી કોરટે ઠરાવ કરયોગ્યે સઘળું દફતરમાં લખવું.

૧ કદી ક્રી. કો. કા. ક. ૨૨૮ પ્રમાણે ગુનો હોય તો.

૧ સરકારી નોકર ઈન્સાફનું જે કામ કરતો હોય તે કામનો પ્રકાર તથા ખેગાદળી, કે હરકત કરી હોય તેનો પ્રકાર દફતરમાં લખવો.

## એવે પ્રસંગે કોરટનો અધિકાર.

૧ બશે રૂપીઆ સુધી દંડ અને તે ન આપે તો એક માસ દીવાની કેદખાનામાં ગખતાર કીવાની, રેવન્યુ ફોજદારી તમામ કોરટો છે.

## એથી વધારે શિક્ષા કરાવવી હોય તો કેમ કરવું.

૧ તીરસ્કાર શું શું કરેથી થયો તે તથા તોગતવાળાનો જુવાબ લખી તે કામ કોઈ માજીસ્ટ્રેટ પાસે મોકલવું.

૧ યુરોપીઅન હોય તો ૧લા વરગનો માજીસ્ટ્રેટ જાસ્ટીસ પીસ હોય તેના પાસે મોકલવું.

૧ માજીસ્ટ્રેટ પાસે હાજર થવાના જામીન લેવા જામીન ન આપે તો પેહેરામાં મોકલવો.

૧ માજીસ્ટ્રેટે કામ પોતાપાસે આવ્યાથી કાયદા પ્રમાણે ચલાવીને કલમનો ગુનો હોય તે કલમમાં ફરમાવ્યા પ્રમાણે શિક્ષા કરવી.

૧ રાણીની વિલાયતી રઇયત હોય તેને સારૂ જસ્ટીસપીસની નજરમાં આવે કે આ કાયદાના ૭મા ખાબમાં તેથી વધારે શિક્ષા થવી જોઈએ તો તેને શેશનમાં કમીટ કરવો.

૧ કોઇપણ અખત્યારવાળા માજીસ્ત્રેટના રૂબરૂ તીરસ્કારનો ગુનો બન્યો હોય તો તે માજીસ્ત્રેટે બસે રૂપીઆથી વધતો દંડ અથવા તેને માટે ફરમાવેલી કેદના શિક્ષાથી વધારે શિક્ષા કરવી નહીં.

માફ માગેથી છોડી શકાય.

૧ કાયદા મુજબ કામ કરવાનું ફરમાવ્યું હોય તે ના કરે અગર કસુર કરે અગર બે અદબી કરે તે બાબત તેને સજા કરી હોય અથવા માજીસ્ત્રેટ પાસે કમીટ કરયો હોય. ત્યારે તે માફ માગેથી અથવા ફરમાવેલું કામ કરવાના હા કહેથી તેને છોડી શકાય.

૧ રાણીની વિલાયતના રઇયતે તીરસ્કારના ગુના ઉપર જણાવ્યા છે તે સિવાયના ૧૦મા બાબમાં બયાન કરયાં છે તેવાં કોઇ પણ ફુરટ દીવાની ફોજદારી કહેલી ૧લા વરગના માજીસ્ત્રેટ અને જશટીસઆફપી પીસ હશે તે કરશે.

૧ ગુનો સાબીત થયાથી કા. ૭૪ પ્રમાણે અમલ કરવો.

૧ વધારે શીક્ષા કરાવવી હોય તો શેશન કોરટમાં કમીટ કરવો.

## તોમતનામા બાબત.

### તોમતનામામાં શું લખવું.

૧ જે ગુનાનું તોમત મુક્યું હોય તે ગુનો.

૧ જે કાયદાનો ગુનો હોય તે ગુનાની વાખ્યા. તે કાયદાના શબ્દોમાં લખવી.

૧ કદી કાયદામાં ગુનાનુ નામ લખ્યુ ન હોય તો તોમતવાળો સમજી શકે તેવી વાખ્યા લખવી.

૧ તોમતનામા ઉપરથી કાયદામાં જે શરતો ગુનાને માટે લખી છે તે તમામ પાર પડી એમ સમજવું.

૧ તોમતનામું સારૂ અંગરેજી આવતું હોય તો તેમાં અગર જી-

ાની ભાષામાં લખવું અને ગુનેગાર જે ભાષા સમજતો હોય તેમાં તેને સમજાવવું.

૧ આગળ ગુનો સાબીત ઠરચો હોય, તો તે ઠરાવ તોમતનામામાં લખવો.

૧ કદી તે વાત નહી લખી હોય, તો શિક્ષાનો હુકમ કરચા પેહેલાં કોઇ પણ વખતે લખી શકાય, હુકમ કરચા પછી દાખલ નહી થાય.

૧ તોમતનામામાં વખત, જગા, તથા કીયા માણસનો ગુનો કરચો તે લખવું.

૧ જે વાતનું તોમતવાળા સખસ ઉપર તોમત મુક્યુ છે તે વાત તેના સમજવામાં બરાબર ન આવતી હોય તે વીગત બંધ તોમતનામામાં લખવું.

૧ ઘણું કરી તોમતનામુ નમુના પ્રમાણે લખવું.

૧ તોમતનામું લખવાના રીતમાં અગર વિગત લખવાની હોય, તો તે વિગતમાં કાંઇ લખવું રહી ગયું હોય અને તેથી તોમતવાળો ઉલટું સમજ્યો ન હોય. તો એ ચુક જરૂરની છે એમ સમજવાનું નથી.

## તોમતનામું દુરસ્ત કરાવવા બાબત.

૧ તોમતનામું દુરસ્ત કરવાને જે કોરટ ઇનસાફ કરતી હોય તેને કેદી અરજ કરી શકે છે.

૧ અરજ ઉપરથી અથવા પોતાની મેળે તોમતનામું કોરટ સુધારી શકે છે.

## તોમતનામું ક્યારે દુરસ્ત થાય.

૧ ઠરાવ ઉપર સહી કરવાની અગાઉ ચાલતે કામે કોઇ પણ વખતે કોઇપણ કોરટ દુરસ્ત કરી શકે.

૧ શેશનમાં જ્યુરીએ પોતાનો ઠરાવ કહેવાની અગાઉ અગર આશેશરે અભીપ્રાય આપવાની અગાઉ શેશન દુરસ્ત કરી શકે.

૧ સદરહુ પ્રમાણે સુધારેલું તોગતનામું વાંચી સંભળાવવું.

તોમતનામા બાબત શેશનનો અધિકાર.

૧ તોગત મુક્યા વગર શેશન કમીટ કરચો હોય.

૯ કમીટ કરનાર માજીસ્ટ્રેટનું દફતર જોયાથી અયોગ્ય તોમત મુકી કમીટ કરચો હોય એમ લાગે તો.

૧ કમીટીંગ માજીસ્ટ્રેટ પાસે લેવાયલા સાક્ષિ પુરાવથી જે તોમત મુકવું યોગ્ય લાગે તે પોતે મુકી તોમતનામું તઇઆર કરે.

૧ તોમતનામાની નકલ તોમતવાળાને આપવી.

૧ તે તોગત ઉપરથી તુરત જવાબ કરવામાં તોમતદારને નુકશાન નથી એગ તે કોરટને લાગે, તો એ નવું તોમતનામું છે એમ ગણી કામ ચલાવવું.

૧ પણ તેથી નુકશાન છે એમ લાગે, તો જવાબ દેવા યોગ્ય મુદત આપવી

૧ તેનો જવાબ સાંભળ્યા પછી. તોમત વાળો જે સાક્ષિ ઉપર સગન કરવાનું કહેતો હોય. તે શાહેદ હાજર થાય એટલા સારૂ ફરી ઇનસાફનું કામ બંધ રાખવું.

૧ તોમતનામાં જે જે કામમાં સુધરે તે તે કામમાં ફરીઆદી કે કેદી લેવાયેલા સાક્ષિઓની ફરી જુબાની લેવરાવી શકેછે. (બધા પ્રસંગને લાગુ )

મુકદમો બંધ ક્યારે રેહે.

૧ નવાં તોમત બાબતના મંજુરીની જરૂર હોય તો મંજુરી મળતાં સુધી બંધ.

૧ પણ જે બનેલી વાતો ઉપરથી નવું તોહોમતનામું બનાવ્યું હોય તે વાતો ઉપરથી કામ ચલાવવાને અગાઉથી મંજુરી લીધી હશે તો મુકદમો આગળ ચલાવવા હરકત નથી.

અપીલ કોરટ અથવા હાઇ કોરટનો અધિકાર.

૧ તોહોમતનામામાં ચુક છે તે લીધે તોહોમતદાર જવાબ દેવામાં ઉલટુ સમજ્યો એવું અપીલ કોરટ કે હાઇ કોરટ તપાસ કરવાનો પોતાનો અધિકાર ચલાવતા હોય તે વેળા માલુમ પડે, તો તોહોમતનામું દુરસ્ત કરી નવેસર તે તોહોમત બાબત ઇનસાફ કરવા હુકમ કરે.

૧ જે વાતો ઉપરથી તોહોમત મુકાય નહી. એવું તે કોરટની નજરમાં આવે, તો તે ગુનો સાબીત થયાનો ઠરાવ થયો હોય તો તે રદ કરે.

તોહોમત એકઠા કરવા તથા તેનો ઇનસાફ કરવા બાબત.

૧ જુદા જુદા ગુનાનાં તોહોમત હોય તો જુદું જુદું તોહોમત મુકવું.

૧ એક જાતનાં એક વર્ષ કરતાં ઓછી મુદતને આંતરે ગુના કર્યા હોય. તો ત્રણ ગુના સુધી એકઠું તોહોમત મુકી એકઠો ઇનસાફ થાય.

૨ કેટલીએક વાતો મળી એકઠી વાત થાય એવા શબંધનો ગુનો હોય તેવા એક માણસે એક કરતાં વધતા ગુના કર્યા હોય, તો પણ દરેક ગુના બાબત એકી વખતે જુદાં જુદાં તોહોમત મુકી તેનો જુદો જુદો શિક્ષાનો ઠરાવ થઇ શકે.

૧ ચાલુ કાયદા પ્રમાણે જે ગુનાની જુદી જુદી વાખ્યા થતી હોય તેની બે વાખ્યાઓ મળી એક કામ થતું હોય, તો દરેક વાખ્યાને લગતું જુદું જુદું તોહોમત મુકવાનો અધિકાર છે.

૧ પણ જે કોરટ ઇનસાફ કરે તે કોરટે બે ગુનાઓમાંથી જે ગુના બાબત જેટલી શિક્ષા કરવાનો અધિકાર હોય તેથી વધારે શખત શિક્ષા કરવી નહી.

૧ એક અથવા તેથી વધારે કામો મળી ફોજદારી કાયદામાં લ-
ખેલી વાખ્યામાંનો કોઈ વાખ્યા પ્રમાણે ગુનો થતો હોય તેવાં સઘળાં
કામો બાબત જુદું જુદું તોમત મુકી શકાય. પણ જે કોરટ ઇનસાફ
કરે તેણે તે ગુનામાંના ગમે તે ગુના બાબત અથવા બધાં મળી જે
ગુનો થતો હોય તે ગુના બાબત જેટલી શિક્ષાનો અધિકાર હોય તેથી
શખ્ત વધારે સજા કરવી નહી.

૧ કયું તોગત મુકવું એમ શક પડે, તો વીકલ્પની રીત જેટલાં
તોમત મુકવાનું મનમાં આવતું હોય તેમાંથી હરકોઈ એક તોગત મુ
કવાનો અધિકાર છે.

૧ જે શખસ ઉપર એક તોગત મુક્યું હોય અને પુરાવ ઉપરથી
જુદોજ ગુનો કર્યો એવું સાબીત થાય, તો જે તોગત તેના ઉપર ન
થી મુક્યુ તે તોગત તેની ઉપર સાબીત કરવાનો અધિકાર છે.

૧ જે ગુનાનું તોમત મુક્યું હોય તે તોગતનો કાંઈ ભાગ સાબી
ત ન થયો પણ જે ભાગ સાબીત થયો છે તે ઉપરથી બીજો ગુનો
ઠરી શકે છે તો ઠરી શકતા ગુના બાબત ઠરાવ કરી શકાય.

### જુદા જુદા માણસો ઉપર એકઠા સાથે તોગત મુકી શકાય.

૧ એકજ કામમાં એકજ ગુનો કરવાનું અથવા જુદા જુદા ગુના
કરવાનું તોગત જે માણસો ઉપર આવ્યું હોય.

૧ તે ગુનામાં મદદ કરવાનું તોમત જે માણસોપર આવ્યું હોય.

### અગાઉ તકશીરવાર અથવા બીન તકશીરવાર ઠર્યા હોય તે બાબત.

### ક્યારે તેનો ફરી ઇનસાફ ન થાય.

૧ જે ગુના બાબત એકવાર ઇનસાફ થઈ સજા થઈ હોય, અ-
થવા છુટી ગયો એ ઠરાવ અમલમાં હોય, ત્યાં સુધી તેની તે વાત

ઉપરથી ફરી ઈન્સાફ તે અગાઉના અપરાધ બાબત નહી થાય.

૧ બીજા ગુનાનું તોહમત મુકવું એવો શક (૪૫૫) પ્રમાણે આવી વીકલ્પની રીતે તોહમત મુકી ઇનસાફ થઇ (૪૫૬) કલમ પ્રમાણે સાબીત થાય કે છુટી જવાનો ઠરાવ થાત તેવા ગુના બાબત ફરીથી ઇન્સાફ નહી થાય.

કયારે ફરી ઇન્સાફ થઈ શકે.

૧ જે શખસ ઉપર કોઈ ગુનો સાબીત થયો હશે અગર છુટી ગયો હશે તે શખસનો જે વખત ઇન્સાફ થયો તે વખતે. (૪૫૪) ની રકમ ૧ પ્રમાણે, જુદું તોહમત મુકી શકાત તે રહી ગયેલા તોહમત બાબત તેનો પછી ઇનસાફ કરવાનો અધીકાર છે.

૧ જે વખત જે ગુનાનો ઇનસાફ થયો તે વખત બીજુ પરીણામ થયું નહોતુ અથવા કોરટને માલમ નહોતુ એવું પરીણામ થયું અથવા ખબર પડી કે એવી કોરટ ફરીથી પરીણામથી થતાં ગુનાનો ઇન્સાફ કરી શકે.

૧ જે ગુનાનો ઇનસાફ કરવાનો જે કોરટને અધીકાર નોતો તેવી કોરટે ઇનસાફ કરી સજા કરી હોય, કે છોડી મુકયો હોય, તો પણ અધીકારવાળી કોરટ ફરી ઇનસાફ કરી શકે છે.

ફેસલા તથા હુકમ તથા શિક્ષાનો હુકમ નીચે પ્રમાણે લખવો.

૧ જે ગુનો કરયો હોય તે તથા તેની કલમ લખવી.

૧ તોહમતમાં એમાંથી કઈ કલમ લખવી એમ શક પડે તો શક નીવારણ લખી પોતે કલ્પીત ફેંસલો આપવો.

ફેંસલો કયારે અપાય.

૧ પુરાવમાં આપેલા કાગળમાં વાંચવા.

૧ સાહેદીઓની સાક્ષિ લેવી

૧ પક્ષકાર તથા તથા તેમના વકીલનું બોલવું સાંભળવું.

૧ ત્યાર બાદ ખુલી કોરટમાં તરત ફેંસલો આપવો અથવા ફેંસલો આપવાનો દિવસ મુકરર કરી તેની બંને તરફ ખબર આપવી.

૧ ફેંસલો અંગ્રેજી અથવા જીલાની ભાષામાં લખવો.

૧ પણ જડજની ભાષા ઇંગ્રેજી ન હોય અને તે ઇંગ્રેજીમાં સારી રીતે લખી શકે તેમ ન હોય, તો જીલાની ભાષામાં લખવો.

૧ ફેંસલામાં નીચે બતાવ્યા પ્રમાણે લખવું જોઇયે.

૧ મુદાની વાતો ઠરાવવાની હોય તે.

૧ તે ઉપરનો ઠરાવ કારણ સહીત.

૧ અને તે ફેંસલો સંભળાવતી વખતે જડજે ભર કોરટમાં તારીખ નાખી સહી કરવી ત્યાર બાદ તેમાં તે કોરટથી ફેરફાર થઇ શકે નહી.

૧ ફેંસલો જેને લાગુ હોય તેને સમજાવવો જોઇયે.

૧ તેની નકલ જલદીથી તેને સ્વભાષામાં આપવી.

૧ ઇંગ્રેજીમાં ફેંસલો હોય તો તેનો તરજુમો દાખલ રાખવો.

જ્યુરીથી ફેંસલો આપવાની બાબતમાં.

૧ તોમતનું વાખ્યાન કહ્યું હોય તે તોમતની કલમ દફતરમાં લખવી.

૧ ઠરાવનાં કારણ લખવાની જરૂર નથી.

૧ જ્યુરીથી જડજનું મત જુદું હોય, અને કામ હાઇ કોરટમાં મોકલવું ઠરાવ્યું હોય, તેમાં જડજે પોતાના જુદા મતનું કારણ દરશાવવું.

૧ ભેલા હુકમ સિવાય બીજો કાંઇ પણ હુકમ રદ કરવાની મના કોઇ કોરટને છે એવું સમજવું નહી.

૧ ફેંસલામાં ચુક અથવા ખામી હોય તો તેથી કરી ચાલેલું કામ

અવહારે પયેગી નથી એમ ન સમજવું.

૧ તે ગુનાની કોશીશ કરવાવાનું તોમત જે બાબુમાપર આવ્યું હોય. એ બાબુતા ઉપર કોરટની નજરમાં આવે તેમ તોમત મુકી એકઠો અથવા જુદો ઈનસાફ કરવા તે મુખતાર છે.

૧ ઘણાં તોમતમાંથી એક ગુનાનું તોમત સાબીત થયા પછી સરકારી વકીલ કે ફરીયાદનું કામ ચલાવનાર બીજો અમલદાર કોરટના અનુમતથી બાકીનાં તોમત ખેંચી લેઈ શકે છે. તેમ કોરટ પોતાની મેળે બંધ કરવા મુખતાર છે. પણ તે સેશન કોરટ કે હાઈ કોરટમાં ઈન્સાફ થાય તેમાં બીજે કોણે નહી.

## કેટલાંએક કામોમાં ફરીયાદ ચલાવવાની રીત

| હી. હે. કા.ની કલમ તથા બાબત. | કોની પરવાનગી વગર ફોજદારી કોરટો ફરીયાદ ન લેઈ શકે. |
|---|---|
| ૧૨૧ રાણીની સામા લડાઈ કે તેની કોશીશ અથવા મદદગારી. | ૧ ઈનડીઆ ગવરનર જનરલ ની કોંસીલ |
| રાજ વીરૂધ કેટલાક ગુના કરવા સારૂ સંપ કરવો. | ૧ સ્થાનીક સરકાર. |
| ૧૨૨ રાણીની સામા લડાઈ કરવાના ઈરાદાથી હથીઆર એકઠાં કરવાં. | ૧ એવી ફરીયાદ ચલાવવાનો અખત્યાર આપવાનો ગવરનર જનરલે જેને અખત્યાર આપ્યો હોય તે અધિકારી. |
| ૧૨૩ લડાઈનું કામ સહેલ કરવાના ઈરાદાથી લડાઈની ધારણા છુપાવવી. | એવા કોઈ અમલદારનો હુકમ હોય તો અગર એડવોકેટ જનરલ જાતે તે ફરીઆદીનું કામ ચલાવતો હોય તો તોમતની ફરીઆદ સાંભળવી. |
| ૧૨૪ કાયદેસર અખત્યાર અમલમાં આણવા અથવા નહી આણવાના ઈરાદાથી ગવરનર જનરલ | |

કે બનાવનાર ઉપર ફુગાયા કરવો.

આદીસી ઉત્પન્ન કરવી અથવા તેવી કોશીશ કરવી.

૧૨૫ રાણી સાથે મૈત્રી રાખનાર એશિઆના કોઈ રાજા ઉપર લડાઈ કરવી કે તેમાં મદદગારી કરવી.

૧૨૬ તેવા રાજાના મુલકમાં લુટ કરવી.

૧૨૮ સરકારી નોકર જાણી જોઈ કોઈ રાજ્યકીય કે લડાઈના કેદીને પોતાના કબજામાંથી નાશી જવા દે.

૧૨૯ તેવા કેદીને સરકારી નોકર ગફલતથી નાશી જવા દે.

૧૩૦ તેવા કેદીને નાશી જવામાં સહાય કરવું, છોડાવવો, ઘરમાં રાખવો કે પીછો પકડવામાં સામા થવું.

૨૯૪ સારકીની આશીશ રાખવી.

તે બાબતના ઠરાવ પ્રસિદ્ધ કરવા.

સરકારી નોકર.

જાદા.

પોતાના હોદા સબંધી ગુનાઓ

૧ સ્થાનીક સરકાર.

૧ તે સરકારે જે કામ બાબ

| | |
|---|---|
| | ન અધિકાર આપેલો અમલદાર<br>૧ ઉપરી કોરટ અથવા ઉપરી અમલદાર કે જેની આપેલી મંજુરી સરકાર કાયમ રાખે તે. |
| સરકારી નોકરના કાયદેસર અધીકારના તીરસ્કાર. બાબ. ૧૦ | ૧ જેને લાગતું વળગતું હોય તે સરકારી નોકર.<br>૧ અથવા તેનો ઉપરી અમલદાર મંજુરી આપે કે ફરીઆદ કરે તો. |
| ૧૯૩ કોઇ ઇનસાફી કામમાં ખોટી સાક્ષી આપવી કે ખોટો પુરાવ બનાવવો. | |
| તેમજ બીજા કોઇ કામને વાસ્તે. | |
| ૧૯૪ દેહાંત શિક્ષા જોગ ગુનો કોઇ ઉપર સાબીત થાય તે સારૂ ખોટી સાક્ષી આપવી કે ખોટો પુરાવ બનાવવો. | આ ગુના જે દીવાની ફોજદારી કોરટ વિરૂદ્ધ અથવા તેના હજુર થયા હોય તે કોરટની મંજુરીથી અથવા તેની ઉપરી કોરટની મંજુરી હોય તો સાંભળવી. |
| અગર તેમ થયાથી બે ગુના સખસ ઉપર ગુનો સાબીત થઇ જીવ લેવામાં આવે તો. | |
| ૧૯૫ સમુદ્રપાર અથવા ૭ વરસ કરતાં વતી કેદની શિક્ષા થઇ શકે એવો ગુનો સાબીત થવા ખોટી સાક્ષિ આપવી કે ખોટો પુરાવ બનાવવો. | |

૧૯૬ ઇનસાફના કામમાં બનાવટી અથવા ખોટો જાણીને પુરાવ વાપરવો.

૧૯૯ કાયદા પ્રમાણે પુરાવમાં લેઇ શકાય એવા કોઇ ઇકરારમાં ખોટી લખેલી કેફીયત.

૨૦૦ એવો કોઇ ખોટો જાણીને ઇકરાર ખરાની માફક વાપરવો.

૨૦૫ કોઇ દીવાની કે ફોજદારી મુકદમા મધ્યે જામીન થવા અથવા કાંઇ કામ કરવા ખોટો વેશ લેવો.

૨૦૬ કાંઇ મીલકત સરકાર જપ્ત થતી અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામું બજાવવામાં લેવાતી અટકાવવા તે મીલકત દગલબાજીથી ખસેડવી-છુપાવવી.

૨૦૭ મીલકતના તેવા પ્રસંગમાં તેવી મીલકત બાબત પોતાનો હક નહી છતાં હક બાબત ઠગાઇ કરવી.

૨૦૮ જે રકમ લેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામું થવા દેવું તથા પુરૂં થયા પછી બજવા દેવું.

૨૦૯ ઇનસાફની કોરટમાં ખોટો દાવો કરવો.

૨૧૦ જે રકમ લેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામું કરાવી લેવું અથવા પુરૂં થયા પછી બજાવવું.

૨૧૧ નુકશાન કરવાના ઇરાદાથી ગુન્હાનું ખોટું તોહમત મુકવું.

૨૨૮ કોઇ સરકારી નોકર કોઇ મુકદમાના ઇનસાફી કોઇ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઇરાદાથી અપમાન કરવું અથવા તેને હરકત કરવી,

૪૬૩ ખોટો લેખ બનાવવો.

૪૭૧ જાણીબુજી બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો.

૪૭૫ કાંઇ કીમતી દસ્તાવેજ વીલ બનાવવા કે કોઇનાં નામ પર કરી આપવા અથવા નાણાં વીગરે લેવાનો અખત્યાર ખોટો બનાવી ખરાપણું દેખાડવા સારૂ વપરાતી કોઇ એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો.

૪૭૬ સદરહુ પ્રકારના લેખથી

જે દીવાની ફોજદારી કોરટમાં લેખ રજુ થયા હોય તે રજુ કરનાર પક્ષકાર ઉપર તે કોરટની મંજુરી અથવા તેની ઉપરી કોરટની મંજુરી હોય તો સાંભળવા.

જુદા પ્રકારના લેખનું ખરાપણું દે-ખાડવા સારૂ વપરાતી હોય એવી કોઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી અથવા નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો.

૪૯૭ છીનાળુ.

તે ઓરતનો ધણી અથવા છીનાળુ થતી વખત ઓરતો જેના હવાલામાં હોય તેનાથી.

૪૯૮ વરવાળી સ્ત્રીને ફોસલાવી લેઈ જવાની ફરીઆદ.

તે ઓરતનો ધણી અથવા ધણીની વતી જેના હવાલામાં હોય તેનાથી ફરીઆદ થાએ.

સરકારી નોકર અથવા જડજ બાબત. વિશેશ ઠરાવ.

૧ તેના ઉપર કામ ચલાવતાં અવલ સરકારની મંજુરી જોઈએ.

૧ સરકારે કામ સરૂ થતાં અગાઉ મંજુરી આપવી.

૧ કયા માણસે તથા શી રીતે કામ ચલાવવું. તથા કઈ કોરટ-માં ઈન્સાફ કરાવવો. એ મુકરર કરવાનો સ્થાનીક સરકારને અધિકાર છે.

મંજુરી

૧ સરકારી નોકરનો તીરસ્કાર. ૧ પુરાવમાં આવેલા લેખ સંબંધી ગુના

૧ ઈન્સાફ વિરૂધ ગુના.

એ ગુનાઓનું કામ ચલાવવાની મંજુરી મોઘમ (તોહમતદારનું નામ લખ્યા વગર) રીતે જે કોરટમાં ગુનો માલુમ પડ્યો હોય, તે કોરટે ફરીયાદ ચલાવવાની મંજુરી આપવી.

૧ જે કોરટ રૂબરૂ એવાં કામ આવાં હોય, તે કોરટનો અભી-પ્રાય તપાસ કરવાનો હોય, તો પોતે કરી શકે છે. તેવ પ્રસંગે તે

કોરટે કામ ચલાવવાની રીત.

૧ પ્રથમ ચોકશી કરી અખત્યારવાળા માજીસ્ત્રેટ પાસે તે કામ મોકલવું.

૧ શેશન કમીટ કરવા જેવું હોય તો જે માજીસ્ત્રેટને શેશન કમીટ કરવાનો અધિકાર હોય, તેના તરફ મોકલવું.

૧ માજીસ્ત્રેટ પાસે એવા કામ આવે કે તેનું કાયદાસર કામ ચલાવવું.

૧ માજીસ્ત્રેટે તેવા મુકદમા પોતેજ તપાસે અગર બીજાને સોંપવા અધિકાર હોય તો તેવા અધિકારવાળા માજીસ્ત્રેટ પાસે તપાસ કરવા મોકલી શકે.

શેસન કોરટમાં એવા ગુના જાહેર થયા હોય તો.

૧ શેશનને અખત્યાર હોય તેવા ગુના હોય તો શેશને ચલાવવા.

૧ એવે પ્રસંગે સાક્ષિઓ ઉપર સમન વિગેરે કરવા બાબતનો માજીસ્ત્રેટનો તમામ અધીકાર શેશનને છે.

૧ ઇન્સાફની વખતે સાક્ષિઓ હાજર કરવાનું તે માજીસ્ત્રેટને ફરમાવી શકે છે.

દિવાની કોરટનો અધિકાર.

૧ પોતાની પાસે ઇન્સાફ વિરૂદ્ધ પુરાવમાં આવેલા લેખ સંબંધી અને કાયદેસર અધિકારના તીરસ્કાર સંબંધી ગુના બન્યા હોય, તેની પ્રથમ ચોકશી કરી શેશનમાં કમીટ કરે,

૧ એવા કામમાં પ્રથમ ચોકશીનો જે અધિકાર માજીસ્ત્રેટને છે તે દીવાની કોરટને છે,

૧ દીવાની કોરટ માજીસ્ત્રેટ પાસે જે મુકદમા નીકાલ થવા મોકલે તેનો માજીસ્ત્રેટે નીકાલ કરવો પણ શેશન લાયકની તજવીજ તો પોતેજ પુરી કરે.

૧ શેશન કમીટનાં કામમાં કમીટનો હુકમ કરતાં પહેલાં બાબત

નામું તઇયાર કરવું.

૧ તોહમતનામું, કમીટનો હુકમ, મુકદમાના કાગળોકાગોકટ અથવા પહેલા વર્ગના માજીસ્ત્રેટ પાસે મોકલે. એટલે તેઓ આશામી સહીત શેશનમાં મોકલશે.

૧ આવે પ્રસંગે દીવાની કોરટ જામીન મુચરકાથી શાક્ષી વિગેરેને બંધનમાં લેઈ શકે છે.

## વગર અખીકારના માજીસ્ત્રેટ બાબત

૧ તેની પાસે જયારે આવો કાઇ ગુનો આવે ત્યારે તેણે જે અખિકારવાળો માજીસ્ત્રેટ જેને શેશન કમીટ કરવાનો અધિકાર હોય તેની પાસે મોકલવો (શેશનથી ઇનસાફ થઇ શકતો હોય એવા કામમાં)

૧ નીચે લખી બાબતમાં કોઇ પણ કોરટને પોતાના કાયદાસર અખિકારના તીરસ્કાર કરવાના કામમાં ઇનસાફ કરવાનો અખિકાર છે.

૧૭૫ કોઇ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે શખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી. અગર તે લેખ કોઇ ઇનસાફની કોરટમાં હાજર કે સ્વાધી ન કરવાનું ફરમાવ્યું હોય તો.

૧૭૮ કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગન ખાવાનું ફરમાવ્યા છતાં સોગન ખાવાની ના કહેવી.

૧૭૯ સાચું બોલવાને કાયદા પ્રમાણે બંધાયા છતાં કાંઇ સવાલના જવાબ દેવાની ના કહેવી.

૧૮૦ કોઇ સરકારી નોકરની આગળ કહેલા કાંઇ મજકુર ઉપર સહી કરવાને કાયદામુજબ ફરમાવ્યા છતાં તેમ કરવાની ના કહેવી.

૨૨૮ કોઇ સરકારી નોકર કોઇ ઇનસાફી મુકદમાના કાંઇ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઇરાદાથી અપમાન કરવું અથવા

તેને હરકત કરવી

## કાયદા વિરૂદ્ધ મંડળી વીખેરી નાખવા બાબત

### એ મંડળી વીખેરી નાખવા શું શું કરવું.

१ પાંચ અથવા તેથી વધતા માણસની મંડળી બંડ કરશે એમ કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા પોલીસની ચોકીવાળાને લાગે તો તેમણે તેમને વીખેરી જવા હુકમ કરવો.

१ એ મંડળીના અંગભુતો એ તે પ્રમાણે માનવું.

१ ન વીખરાય તો દેશી અથવા યુરોપીયન લશકરની કે કોઇ બીજા માણસની મદદ તે અમલદારે લેવી.

१ ઘણી જરૂર લાગે તો લશકરી બળ વાપરી તે મંડળી વીખેરી નાખવા મટતામાં મટતા દરજાનો માજીસ્ટ્રેટ હુકમ કરે.

१ એ માજીસ્ટ્રેટના હુકમથી લશકરી માણસ જે કાંઇ કરશે તે ગુનો નથી.

१ લશકરી બળથી મંડળી વીખરાવવાનું નકી થાય, તો તે માજીસ્ટ્રેટે લશકરના કમાનડીંગને લખવું.

१ લશ્કરના કમાડીંગે માજીસ્ટ્રેટે જે માણસને અટકાવી રાખવાનું અને મંડળી વિખેરી નાખવાનું લખ્યું હોય તે પ્રમાણે કરતા લોકોમાં જાન માલ જેમ જળવાય તેમ જાળવવો અને ઓછામાં ઓછું બળ વાપરવું.

१ માજીસ્ટ્રેટના લખાણ ઉપરથી લખાણ પ્રમાણે કામ શુધ્ધ બુધ્ધિથી કર્યું હશે તો ગુનો નથી,

१ હુકમ પ્રમાણે કરવા સારૂ નીચા દરજાના અમલદારે તથા શીપાઇએ જે કામ કર્યાં હશે તે ગુનો નથી,

६ દેશી હોદાના સનંદી અમલદારને એવી રીતે માલુમ પડે કે કાયદા વિરૂધ્ધ મંડળીઓથી લોકોની સલામતીને ઉઘાડી રીત ધોકા

પાડે છે, તો માજીસ્ટ્રેટને લખી મોકલ્યા વગર તે મંડળી વિખેરી ના ખી શકે છે, પણ જો જણાવાય તેવું હોય તો તે માજીસ્ટ્રેટને જણાવવું. આ બાબતમાં તે આફીસર જે કાંઈ કરશે તે બાબત માજીસ્ટ્રેટની પેઠે તેનો બચાવ થશે,

૧ કોઈ માજીસ્ટ્રેટ અથવા લશકરી શીપાઈ કે અમલદાર ઉપર સરકારની મંજુરી વગર કાંઈ ફરીઆદી ફોજદારીમાં ચાલશે નહી,

સુલેહ રાખવા સંબંધી જામીન બાબત.

એવા જામીન ક્યારે લેવાય.

નીચે લખ્યા તોમતમાંથી કોઈ તોમત સાબીત થયું હોય તો.

૧ હંગામો કર્યાનું ૧ હુમલો કર્યાનું ૧ હથીઆરવાળા માણસ
૧ બીજી રીતે સુલેહનો ભંગ કર્યાનું એકઠા કરવાનું અથવા તે
૧ એ ગુનાઓમાં મદદગીરી કર્યાનું મ કરવાના સાફ ઇરા
દાથી કાયદા વિરૂધ્ધ બી
જા ઉપાય કર્યાનું.

આવા ગુના સાબીત થઈ શિક્ષાનો હુકમ કરે તેવે પ્રસંગે.

૧ ચીફ માજીસ્ટ્રેટ ૧ શેસન કોરટ ૧ બીજા વર
૧ પહેલા વરગનો માજીસ્ટ્રેટ ગનો માજીસ્ટ્રેટ

૧ તે હુકમ સાથે યોગ્ય રકમનો મુચરકો લખાવી લેવાનો હુકમ કરવાનો અખિતાર છે.

૧ અખીતારવાળો માજીસ્ટ્રેટ એક વરસની મુદતનો.

૧ શેશન કોરટ ત્રણ વરસની મુદત સુધી.

૧ રકમ ઠરાવવી તે ગુનેગારની હાલત અને મુકદમાની કેફીયત પ્રમાણે મુચરકો ન લખી આપે તો ઉપર હદ બતાવી છે તેટલી સુધીમાં જેટલી મુદતનો મુચરકો આપવાનું ફરમાવ્યું હોય તેટલી મુદત કેદ કરી શકાય, પણ દરમીયાન મુચરકો આપેથી છોડી દેવો.

૧ આ અખત્યાર ઉપર બતાવ્યા શીવાયના માજીસ્ત્રેટોને નથી. તેમણે જરૂર હોય તો અભીપ્રાય લખી તે કામ ડીસ્ત્રીક ભાગના માજીસ્ત્રેટ તરફ મોકલવું અને તે માજીસ્ત્રેટ પોતાની રૂબરૂ ગુનો કરયો હોય એમ ગણી મુચરકા બાબત ઠરાવ કરવો. આ વખત ગુનેગાર તે માજીસ્ત્રેટ પાસે જોઇએ.

૧ મુચરકાની સાથે જામીન પણ માગી શકાય.

૧ જામીન બાબતમાં મુચરકાના સઘળા નીયમ લાગુ છે.

જામીન મુચરકા બાબત કામ ચલાવવાની રીત.

૧ તે માજીસ્ત્રટને માલુમ પડે કે સુલેહનો ભંગ થશે એવો સંભવ છે, તો તેને જમાન લેવા સારૂ સમન કરી બોલાવવો.

૧ માજીસ્ત્રેટ સમન કરયા પછી પોતાને જેનાથી ખબર મળી હોય તે ઉપરથા જે પુરાવ હોય તે જોવો.

૧ પુરાવ જોઈ નકી હુકમ કરતાં સુધી એ બોલાવેલા માણસ પાસેથી મુચરકો કે જામીન લેવાશે નહી.

૧ પોતાની ખાત્રી ન થાય, તો કરેલો સમન માજીસ્ત્રેટ રદ કરે.

૧ જે રીપોટ કે બાતમી ઉપરથી માજીસ્ત્રેટ સમન કરે તે સમનમાં જામીન કે મુચરકો અગર બંને જોઇએ છીએ તે અને કેટલી મુદતનાં તે લખી શા માટે તે પ્રમાણે ન કરવું તેનું કારણ બતાવવા હાજર થવાનું લખવું.

૧ કોરટમાં એવો સખસ હાજર હોય, તો સમન કરવાની જરૂર નથી, પણ કારણ દેખાડવા છુટ આપવી.

૧ બાદ ખત લખાવી લેવું.

૧ સમન થાયા છતાં હાજર ન થાય તો વારંટ કાઢવું.

૧ માજીસ્ત્રેટને પોલીસના રીપોટથી કે બીજી માનવા જોગ ખબરથી માલમ પડે, કે અમુક માણસને તુરત પકડેથી સુલેહનો ભંગ

થતા અટકશે, તો તેનું કારણ દફતરમાં લખી તેને પકડવા તુરતવારં-
ટ કાહાડવું.

૧ પાકું કારણ માજીસ્ટ્રેટની નજરમાં આવે તો જેની વીરૂધ ખ-
બર આપી છે તેને હાજર થવાની માફી આપી તેના મુખત્યારથી કા-
મ લે.

૧ મુખત્યારને વિરૂધ કારણ બતાવવાની પરવાનગી આપે.

૧ સુલેહનું ખત લખાવી લેવાની જરૂર નથી એમ માજીસ્ટ્રેટની
ખાતરી થાય, તો તેને છોડી મુકે પછી તે જાતે હાજર હોય કે મુખ
ત્યાર મારફત થાય.

૧ અને ખાત્રી થાય તો જામીન મુચરકો, કે તે બેમાંથી એક લ
ખાવી લેવા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧ તેમ ન કરે ત્યાંસુધી આસાન કેદ રાખી શકે.

૧ માજીસ્ટ્રેટે એવું જમાની ખત એક વરસથી વધી મુદતનું લ-
ખાવી લેવું નહી.

૧ જામીન નહી આપવા બાબત એક વરસથી વધારે કેદ મા-
જીસ્ટ્રેટ રાખી શકે નહી.

માજીસ્ટ્રેટને એક વરસ કરતાં વતી મુંદતના જમાન લેવા હોય તો.

૧ તે વરસ પુરૂ થતાં પહેલાં તેવો અભીપ્રાય સેશનમા લખવો.

૧ સેશને કામ તપાસી તથા બીજી જરૂર જણાય તે ચોકશી ક-
રી બીજી એક વરસની મુદત આગલી મુદતમા વધારવાનો અખત્યા
ર માજીસ્ટ્રેટને આપવો.

૧ એ હુકમ પ્રમાણે તે સખસે ખત લખી આપવું: જો ન લખી
આપે તો આગલી બધી શરતો લાગુ થાય. પણ જે દેસતના કારણ
થી માજીસ્ટ્રેટે પહેલું ખત લખાવ્યું છે તેજ દેસત હજુ સુધી છે એમ
માજીસ્ટ્રેટને જણાય ત્યારે આ પ્રમાણે કરવું નહી તો નહી.

માજીસ્ટ્રેટનો (ડીસ્ટ્રીકટ) વિશેષ અધિકાર.

૧ પોતે, પોતાના આગળના અમલદારે, અથવા તખ્તાના અમલદારે લીધેલા જામીન મુચરકો પાકું કારણ પોતાની નજરમાં હોય તો રદ કરવા મુખત્યાર છે. અને એજ કારણસર જે કેદમાં હોય તેને છોડી દે.

૧ જામીનને મુકત થવું હોય ત્યારે.

૧ માજીસ્ટ્રેટને અરજ કરવી.

૧ માજીસ્ટ્રેટે જે શખ્સના જામીન હોય તે શખ્સને બોલાવવા વારંટ કાઢવું.

૧ તે હાજર થયો કે કબુલત રદ કરી બીજી કબુલત તથા જામીન માગવા.

૧ જામીન ન આપે ત્યાં સુધી આસાન કેદ રાખવો.

મુંચરકાની શરત તુટી હોય ત્યારે શું કરવું.

૧ માજીસ્ટ્રેટે શરત તુટયાની સાબીતીના કારણ દફતરમાંલખવાં.

૧ પછી જે શખ્સની શરત હોય તેને દંડ ભરવા અગર તેનું કારણ બતાવવા હાજર થવા હુકમ કરવો.

૧ કારણ દેખાડવામાં ન આવે તો તેની જંગમ મીલકત જપ્ત કરી વેચવાનું વારંટ કરવું.

૧ તે વારંટ પોતાની હદમાં બજાવવું; તથા હદબહાર બજાવવું હોય, તો બીજા માજીસ્ટ્રેટની સહી કરયા પછી બજે

૧ દંડ જપ્તીના વેચાણથી વસુલ ન થાય, તો છ માસ દીવાની તુરંગમાં કેદ ભોગવવા હુકમ કરવો.

૧ મુચરકો લખી આપનારને કારણ દેખાડવાની તક મળે ત્યાં સુધી દંડ જપ્તીથી વસુલ કરવો નહી.

૧ મુચરકાની શરત જે ડીસ્ટ્રીકમાં તુટી હોયતેડીસ્ટ્રીકમાંસુલેહનોભંગ

થવાનો સંભવ હોય, કે જે દીસ્ત્રીકમાં મુચરકો લખાવી લેવા હોવ,તે દીસ્ત્રીકમાં આ બાબ મુત્ત્બ કામ ચાલી શકે.

## જામીન પાસેથી દંડ લેવા બાબત.

૧ જામીનની શરત તુટી હોય તો દંડ ભરવા નોટીસ આપવી.

૧ તે નોટીસમાં દંડ શા માટે ન આપવો તેનું કારણ બતાવવા લખવું.

૧ પાકું કારણ દેખાડવામાં ન આવે કે દંડ ભરવામાં ન આવે, તો અસલ સખસની માફક તે દંડ વસુલ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

## સારી ચાલનાજમાન બાબત.

### છ માસની મુદત સુધીના જામીન લેવા બાબતમાં.

૧ જે સખસનું ઉદર ભરવાનું ઠેકાણું નથી.

૧ જે સખસ પોતાની હદમાં સંતાતો ફરે છે.

૧ જે સખસ પોતાની બાબતમાં ખાતરી ભરેલો જવાબ આપી શકે નહી. તેના જમાન માગવાને ડીસ્ત્રીક માજીસ્ટ્રેટ તથા ૧ લા વર્ગના માજીસ્ટ્રેટને અખિતઆર છે.

૧ એવા માણસને શિક્ષાનો હુકમ થયો હોય તો તે પુરો થયા પછી તેના જામીન લેવા તુરત લાવવો.

૧ પોતાની આગળ ચાલેલા કામ ઉપરથી જામીન લેવાનું શીશાન જડજ, ૨ જા વર્ગનો, કે ૩ જા વરગનો માજીસ્ટ્રેટ એમના નજરમાં આવે, તો અખિતઆરવાળા માજીસ્ટ્રેટ પાશે,તેને પેરામાં મોકલવો.

૧ ડીસ્ત્રીકનો ભાગ જે માજીસ્ટ્રેટના હવાલામાં હોય તે જો બીજા વરગનો માજીસ્ટ્રેટ હોય, તો તેણે પણ એવા માણસને ડી-

એક માજીસ્ટ્રેટ પાસે મોકલવો જોઇએ.

૧ અખત્યારવાળા માજીસ્ટ્રેટ પાસે તે કામ આવે એટલે તે ચાલ ચલગત બાબતની મોકદમી જામીન આપવા, કે નહી આપવાનું ફરમાવી શકે છે.

એક વરસની મુદતના જામીન બાબત.

૧ આબરૂ તથા ચાલ ચલકતનો પુરાવ પોતા પાસે રજુ થયો હોય તે ઉપરથી નીચે પ્રમાણે તે માજીસ્ટ્રેટને માલુમ પડે.

૧ તે સખસ પ્રસીધ અપહરણ કરનાર છે.

૧ તે સખસ ઘર ફોડનાર છે.

૧ તે સખસ ચોર છે.

૧ તે સખસ ચોરીની મીળકત રાખનાર છે.

૧ તે સખસ પ્રસીધ પણે માઠી રીતે પોતાનું ગુજરાન ચલાવે છે.

૧ તે સખસ ખાતકી માણસ છે.

તો એક વરસ સુધીના જમાન માગવા કીઓક માજીસ્ટ્રેટ કે ૧ લા વરગનો માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

એક વરસથી વધારે મુદતના જામીન લેવા બાબત.

૧ આબરૂ તથા ચાલચલગતના પુરાવ ઉપરથી માજીસ્ટ્રેટને માલુમ પડે કે.

૧ તે સખસ નીત્ય અપહરણ કરનાર છે.

૧ તે સખસ નીત્ય ઘર ફોડનાર છે.

૧ તે સખસ નીત્ય ચોરી કરનાર છે,

૧ તે સખસ નીત્ય જાણી બુજી ચોરીની મીલકત લેનાર છે.

૧ તે સખસ સહાશીક ખાતકી છે.

૧ તે સખસ એટલો સહાશીક, ખાતકી છે કે તેને એક વર પછી છોડી મુક્યો તો લોકોને ભય ભરેલું થશે.

એવું માલમ પડે તો તે માજીસ્ટ્રેટ નીચે પ્રમાણે કરવું.

૧ પોતાનો અભીપ્રાય દફતરમાં લખવો.

૧ જેટલી રકમના જેટલી મુદતના જેટલા જામીન જોઇએ તે લખવું.

૧ પણ તે મુદત ત્રણ વરસ કરતાં વધતી ઠરાવવી નહી.

૧ જે શખશને જામીન આપવાનું ફરમાવ્યું હોય તે ન માને તો શેશન કોરટ તરફ કામ મોકલવું ને ત્યાંનો હુકમ થતાં સુધી તેને કેદ રાખવો.

૧ આવે પ્રસંગે કદી જમાન આપે તે જમાન કારણસર માજી-સ્ટ્રેટની નજરમાં લેવા યોગ્ય ન હોય તો પણ તે કામ શેશનમાં મોકલવું.

એ બાબતમાં શેશન કોરટનો અધિકાર.

૧ આવેલું કામ તપાસી અગર માલમલકત બાબત વધારે પુરાવ લે.

૧ બાદ માજીસ્ટ્રેટનો હુકમ બહાલ રેહેવાર કે રદ કરી શકે.

૧ જો જામીન લેવાનું નજરમાં આવે તો તેમ ઠરાવવું અને જામીન ન આપે તો અમુક મુદત કેદ રાખવા ઠરાવવું પણ તે મુદત ત્રણ વરસથી વધારે ન હોવી જોઇએ.

૧ જામીનનું ખત નમુના પ્રમાણે લખાવવું.

જામીન ન આપે તો શું કરવું.

૧ જામીન ન આપે ત્યાંહાં સુધી કેદ રાખવો પણ

૧ જેટલી મુદતનો જમાન માગ્યો હોય તેથી વધારે કેદ રાખવો નહી.

૧ કેદ રાખ્યો હોય તો તેવા કામમાં તે માજીસ્ટ્રેટ કે શેશન કોર

૮ આસાન અથવા સખત મજુરીની કેદ કરાવી શકેછે.

### જામીન બાબતમાં ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટનો વિશેષ અધિકાર.

૧ કોઈ સખસને પોતે, અથવા પોતાની જગા ઉપરના આગલા અમલદારે અથવા તાબાના અમલદારે જામીન ન આપવા બાબત જે ઠરાવ્યો હોય તેમાં પોતાને એમ લાગે છે, અને છોડી દેવાથી કાંઈ ભય જેવું નથી તો તેને છુટો કરી શકેછે.

૨ પણ દીવાન કોરટના હુકમથી તેવો કેદી હોય તો તે કોરટના હુકમ શિવાય છોડાશે નહી.

### જામીન છુટકારો માગી શકે.

૧ જામીન જાતે તે વખત જામીનપણામાંથી છુટવા અધિકાર-વાળા માજીસ્ટ્રેટને અરજ કરી શકે.

૨ એવે પ્રસંગે અસલ પક્ષીને માજીસ્ટ્રેટ બોલાવી શકે.

૩ તે હાજર થયો કે જામીન મુક્ત થયો.

૪ અસલ પક્ષી પાસે નવો જામીન માગે.

૫ નવો જામીન ન આપે ત્યાંહાં સુધી કેદ કરવો.

### જામીન પાસેથી દંડ વસુલ કરવા બાબત.

૧ જામીનગીરીની સરત તુટી એટલે એવો કોઈ ગુનો તે પક્ષી ઉ-પર સાબીત થયો કે દંડના રૂપીઆ ભરવા જામીનને નોટીસ આપવી.

૨ જામીન દંડના રૂપીઆ ભરે અગર કારણ બતાવે.

૩ જામીન દંડના રૂપીઆ ન ભરે તો તેની જંગમમીલકતથી વ-સુલ કરવા.

૪ તે મીલકત બીજા જીલ્લામાં હોય તો માજીસ્ટ્રેટ કાઢેલા વા-રંટ ઉપર તે જીલ્લાનો માજીસ્ટ્રેટ સહી કરશે એટલે તે જીલ્લામાં જપ્તી.

૫ પછી એ જીલ્લાઓમાં તે જંગમ મીલકત જડે તે વેચવા-

૧ ફલાણા કામની કાયદેસર રીતે કામ કરનારને અડચણ દુખ અથવા નુકશાન થાય તેવું છે, માટે તેથી તમારે દૂર રહેવું.

૧ તમારા કબજાની ફલાણી મીલકતની તમારે આ પ્રમાણે વ્યવસ્થા કરવી જોઈએ તેથી માણસના જીંદગી તંદુરસ્તી કે સલામતીને જોખમ પહોંચે તેમ છે અથવા હંગામો કે બખેડો થાય તેવું છે.

આવો એકદમ હુકમ કરવો હોય તો તેમાં નીચે લખ્યા કારણ જોઈએ.

૧ ઇનસાફની રીતે કામ ચલાવવા જતાં દેર થવાથી જેને નુકશાન થવાનું છે તેને ખમણું નુકશાન થશે અને આ બાબમાં જલદી મતલબ પાર પડશે નહી.

૧ માજીસ્ટ્રેટની ખાત્રી થાય તેવી ખબર મળે તો તેવે સબળ પ્રસંગે.

૧ જરૂરી પ્રસંગે અથવા નોટીસ ન પહોંચી શકતી હોય તેવે પ્રસંગે એક તરફી હુકમ થઈ શકે.

એ માજીસ્ટ્રેટોનો અધિકાર,

૧ એવા કામમાં મુકરર સાક્ષીના નામે અથવા કોઈ મુકરર જગોએ લોકો આવતા જતા હોય ત્યારે સઘળા લોકોને સાધારણ હુકમ કરી શકે.

૧ પોતાની જાતે અથવા પોતાની જગા ઉપર આગળ આવી ગએલા અમલદારે જે હુકમ આ કલમ પ્રમાણે કર્યા હોય તે ફેરવે તથા રદ કરે.

૧ લોકોપકારક કુલ ફરીઆદ નહી કરવા તથા ચાલુ નહી રાખવાની તાકીદ આપવાનો અધિકાર.

ઉપર જે જે બતાવ્યા તે કામો ઇનસાફથી ચાલેલા કામો છે એમ ગણાશે નહી.

૧ તે પ્રમાણે ન કરવું હોય તો જ્યુરી માગવી.

૧ આરજદાર જ્યુરી માગે તો માજીસ્ટ્રેટે મંજુર કરવું.

૧ જ્યુરી બેસવા જોગ નહી એવા કીસમ મામલામાં જોઈએ.

૧ જ્યુરીનો પ્રમુખ માજીસ્ટ્રેટે મુકરર કરવો.

૧ આસામીના આરોપી બાદ જ્યુરર માજીસ્ટ્રેટ અને આરજદારે મુકરર કરવા.

૧ પછી માજીસ્ટ્રેટે જ્યુરરોને સમન્સ કરવા.

૧ જ્યુરર હાજર ન થાય અથવા કામ ચલાવવામાં ગફલત કરે તો ઈન્ડીયન પીનલકોડની કલમ ૧૭૪ પ્રમાણે સજા થાય.

૧ જ્યુરી બહુ મતથી ફેંસલો કરે તે બંને પારટીએ કબુલ રાખવો.

જ્યુરીના કરેલા ફેસલા શીવાય નીચેને પ્રસંગે ફેસલો થયો ગણાય.

૧ આરજદાર ગફલતથી કે કોઈ કારણથી જ્યુરી થતી અટકાવે.

૧ જ્યુરી માગે નહી.

૧ જ્યુરી કોઈ પણ કારણથી ઠરાવેલી મુદતમાં ફેસલો ન કરે.

૧ જ્યુરી મુદત વધારવા માજીસ્ટ્રેટને રપોટ કરી શકે છે.

૧ આરજદાર જ્યુરી ન માગતા સાક્ષી પુરાવા આપે તે ઉપર હુકમ કરે ત્યારે.

૧ અરજદાર હાજર ન થાય કે જ્યુરી ન માગે ત્યારે.

થયેલા ફેસલો અમલમાં લાવવાની રીત.

૧ જ્યુરીએ માજીસ્ટ્રેટનો હુકમ બાહાલ રાખ્યો હોય અગર પોતાની મેળે હાજર ન થવાથી બહાલ રહ્યો હોય અગર સાક્ષી પુરાવાથી બહાલ રહ્યો હોય તો પ્રથમના હુકમ પરમાણે ચાલવા નોટીસ આપવી.

૧ તે પ્રમાણે ન ચાલે તો ઈ. પી. કો. ની કલમ ૧૮૮ પ્રમાણે

છે તેને હરકત નથી,

## બાબ ૪૦

### કબજા બાબતમાં માજીસ્ટ્રેટનો અધિકાર.

| | | |
|---|---|---|
| ૧ જમીન | ૧ ઘર | ૧ માછલાં પકડવાના ઠેકાણાં, |
| ૧ જમીનની હદો | ૧ પાણી | ૧ પાક અથવા જમીનની બીજી પેદાશ. |

ઉપરની બાબતમાં એવી તકરાર હોય કે તેથી સુલેહનો ભંગ થાય તો માજીસ્ટ્રેટને ફરમાન આપવા અધિકાર છે,

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ ડીવીઝનલ બાબનો માજીસ્ટ્રેટ અને પહેલા વરગનો માજીસ્ટ્રેટ એઓને માત્ર આ અખત્યાર છે.

### માજીસ્ટ્રેટોએ શું કરવું તે.

૧ પોતાના ખાતરમાં સુલેહનો ભંગ થવાના કારણની મીનીટ લખવી.

૧ લાગતા વળગતાઓને પોતાના દાવાની બીના અમુક મુદતમાં લખી આપવા નોટીસ આપવી.

૧ એવી રીતે લખાણ આવ્યા પછી તકરારી વસ્તુ કોના કબજામાં છે, તે ઠરાવવું તેમાં હક બાબતની તજવીજ કરવી. નહી કબજો જોવો,

૧ કદી કબજાની ખાત્રી ન થાય તો દીવાની કોરટથી સહાય થતાં સુધિ તે મીલકત જપ્ત કરવી

૧ ઠરાવ કરતાં પહેલાં શાહેદ પુરાવ લેવો,

૧ ઠરાવ કર્યા પછી માજીસ્ટ્રેટ જેનો કબજો ઠરાવ્યો હોય તેના કબજામાં કાયદાની રીતે તે કબજો લઇ લેવામાં ન આવે ત્યાં

સુધિ ગડબડ કરવી નહી એવો બજેલો હુકમ કાઢવો.

૧ જમીન તથા પાણી વાપરવાની તકરારમાં એક તરફ ઘણા માણસોને એક તરફ એક આદમી હોય અને તે આદમી પોતાનો હક કહેતો હોય તો તેની બાબત માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે તપાશી હુકમ કરવો,

૧ જે વસ્તુ આખા વરસમાં હમેશ વપરાય તેવી હોય તે જો ચોકશીના આરંભ પહેલાં ત્રણ મહીના સુધી ન વાપરી શકે,

૧ જે વસ્તુ મોસમે વાપરવાનો હક હોય તે વસ્તુ ચોકશી પહેલાની મોસમે ન વાપરી હોય,

તો માજીસ્ટ્રેટે તે વાપરવા સંબંધિ હુકમ કરવો નહી પણ જો તેમ થયું હોય તો હરકત કરનાર માણસને દીવાની કોરટ બતાવવી ને તે કોરટનો હુકમ મેળવતાં સુધી કબજામાં તેણે ગડબડ ન કરવી એમ ફરમાવવું,

૧ આવી બાબતમાં સ્થાનીક તજવીજ કરવાનો અધીકાર તે કરવામાં જે કાંઈ જરૂર હોય તે સઘળું કરવાના ચાલુ કાયદા પ્રમાણેના હુકમ સાથે તાબા માહેના માજીસ્ટ્રેટને ૧લા વરગનો માજીસ્ટ્રેટ અધીકાર આપી શકે તથાં એ તજવીજનું ખરચ કોણે આપવું તે પણ ઠરાવી શકે છે,

## સઘળા માજીસ્ટ્રેટોનો અધિકાર

૧ સાપરાધ બળથી કબજો તુટો હોય ને સાપરાધ બળનો ગુનો સાબીત થાય તો જે માજીસ્ટ્રેટ પાસે શાબીત થાય તે માજીસ્ટ્રેટ પાછો કબજો અપાવી શકે

## આ બાબતનો પ્રતીબંધ

૧ દીવાની કોરટથી તે મીલકત ઉપર હક સાબીત કરી શકાતો

હશે તેને પ્રતીબંધ નથી

૧ કલેકટર-કલેકટરનો અધિકાર ચલાવનાર અને રેવીન્યુ કોરટના અખત્યારમાં આથી ફેરફાર થતો નથી,

ઓરત તથા બચાઓનાં ગુજરાંન બાબતની ફરીઆદ.

૧ આ ફરીઆદ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ અથવા તે ડીસ્ટ્રીકનો માજીસ્ટ્રેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટ્રેટ સાંભળી શકે.

માજીસ્ટ્રેટે કામ ચલાવવાની રીત.

૧ માજીસ્ટ્રેટને તેના ધણીની દ્રવ્ય શક્તિ લાગે તે પ્રમાણે માસીક લવાજમ ગુજરાંન સારૂ ઠરાવી આપવું.

૧ પચાસ રૂ. થી વધારે રકમ માસિક લવાજમની ઠરાવવી નહી.

૧ એ લવાજમ માજીસ્ટ્રેટના હુકમની તારીખથી મળશે.

૧ માજીસ્ટ્રેટ પાસે ધણી વાંધો નીચેની બાબત હોય તો લેઈ શકે.

૧ ઓરત કે બાળ કે ગારી સાથે રેહેવું જોઈએ.

૧ ઓરત બભીચારણી છે.

૧ સ્ત્રી વાંધો લેઈ શકે કે.

૧ ધણી નીર્દય છે એટલે મારકુટ કરે છે.

૧ છીનાળવો છે.

૧ આવા વાંધા આવે ત્યારે માજીસ્ટ્રેટે તજવીજ કરી ઓરતે લીધેલા વાંધા બરાબર હોય તો લવાજમ અપાવવું.

૧ મરદે લીધેલા વાંધા બરાબર હોય તો લવાજમ અપાવવું નહી.

૧ બંને જણ અંદર અંદર સમજુત કરી જુદા રહ્યા હોય તો પણ લવાજમ ન અપાવવું.

૧ માજીસ્ટ્રેટે કરેલા હુકમમાં સ્થીતીમાં ફેરફાર થયો છે એવું બતાવેથી તે માજીસ્ટ્રેટ ફેરફાર કરી શકે છે ગમે તેમ હોય તો પણ

માશિક લવાજમ રૂ૫૦) થી વધારે અપાવાય નહી.

## માજીસ્ત્રેટનો હુકમ ન માનવાનું ફળ.

૧ લવાજમ દંડ વસુલ કરવાની રીતે વસુલ કરી અપાવવું.

૧ જે જે વખત લવાજમ અપાવવાની ના પાડે તે વખત એક એક માસ સુધી એમાના: ગમે તે પ્રકારની કેદની સજા તે માજીસ્ત્રેટ કરી શકે છે.

· લવાજમના ઠરાવની નકલ ઓને આપવી જોઇએ.

